આ પુસ્તક રખડતું મૂકી આપ.

# સુધારસસ્તવ

## ભાગ ૧ થી ૬

ઘણુંજ સુધારા-વધારા સાથે તથા
રાગ-રાગણીના [illegible]

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**મ. [illegible]કલાલ નાગરદાસ મેહેતા**

ડોશીવાડાની પોળ—અમદાવાદ.

| આવૃત્તિ ] | | | [ નકલ |
|---|---|---|---|
| સંવત | મુલ્ય. | સંવત | પ્રત |
| ૧૯૯૭ | ૦-૬-૦ | [illegible]૭ | ૫૦૦ |

# સુધારસ સ્તવન સંગ્રહ

મહાન્ આચાર્યો કૃત વિવિધ સ્તવનો
મધુર ગાયનો અને ચૈત્યવંદન વિધિ

—પ્રસિદ્ધ કર્તા—

**માણેકલાલ નાગરદાસ મહેતા**

**ઊશીવાડાની પોળ—અમદાવાદ**

આવૃત્તિ સાતમી — સંવત ૧૯[illegible]

વીર સં. ૨૪૬૭ — કિં. ૦-[illegible]-૦

ધી વિશ્વવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં કેશવલાલ સાંકળચંદ
શાહે છાપ્યું. ઠે. સલાપસ ક્રોસ રોડ—અમદાવાદ

## …ના નામ
## નામ વિગેરેનો

| નંબર | તીર્થંકરોનાં નામ | માતાનાં નામ | પિતાનાં · | લંછન | જન્મભૂમિ |
|---|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવજી | મરૂદેવામાતા | નાભિરાજા | વૃષભ | વિનીતા |
| ૨ | અજીતનાથજી | વિજયામાતા | જીતશત્રુરાજા | હાથી | અયોધ્યા |
| ૩ | સંભવનાથજી | સેનામાતા | જીતારિરાજા | ઘોડો | સાવત્થી |
| ૪ | અભિનંદનજી | સિદ્ધાર્થમાતા | સંવરરાજા | વાંદરો | વિનીતા |
| ૫ | સુમતિનાથજી | મંગલામાતા | મેઘરાજા | ક્રૌંચપક્ષી | કંચનપુર |
| ૬ | પદ્મપ્રભજી | સુશીમામાતા | શ્રીધરરાજા | રાતું કમળ | કૌશાંબી |
| ૭ | સુપાર્શ્વનાથજી | પૃથ્વીમાતા | પ્રતિષ્ઠરાજા | સાથીઓ | વાણારસી |
| ૮ | ચંદ્રપ્રભજી | લક્ષ્મણામાતા | મહાસેનરાજા | ચંદ્રમા | ચંદ્રપુરી |
| ૯ | સુવિધિનાથજી | રામામાતા | સુગ્રીવરાજા | મગરમચ્છ | કાકંદી |
| ૧૦ | શીતળનાથજી | નંદામાતા | દ્રઢરથરાજા | શ્રીવચ્છ | ભદ્દિલપુર |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ | શ્રેયાંસનાથજી | વિષ્ણુમાતા | વિષ્ણુરાજા | ગેંડો | સિંહપુર |
| ૧૨ | વાસુપૂજ્યજી | જયમાતા | વસુપૂજ્યરાજા | પાડો | ચંપાપુરી |
| ૧૩ | વિમળનાથજી | શ્માતામાતા | કૃતવર્મારાજા | સુઅર | કાંપીલપુર |
| ૧૪ | અનંતનાથજી | સુજશામાતા | સિંહસેનરાજા | સીંચાણો | અયોધ્યા |
| ૧૫ | ધર્મનાથજી | સુવ્રતમાતા | ભાનુસેનરાજા | વજ્ર | રત્નાપુરી |
| ૧૬ | શાંતિનાથજી | અચિરામાતા | વિશ્વસેનરાજા | હરણ | હસ્તિનાપુર |
| ૧૭ | કુંથુનાથજી | શ્રીમાતા | સુરરાજા | બોકડો | ગજપુરી |
| ૧૮ | અરનાથજી | દેવીમાતા | સુદર્શરાજા | નંદાવર્ત | નાગપુરી |
| ૧૯ | મલ્લિનાથજી | પ્રભાવતીમાતા | કુંભરાજા | કળશ | મથુરા |
| ૨૦ | મુનિસુવ્રતજી | પદ્માામાતા | સુમિત્રરાજા | કાચબો | રાજગૃહી |
| ૨૧ | નમિનાથજી | વિપ્રામાતા | વિજયરાજા | ની[illegible]મળ | મથુરા |
| ૨૨ | નેમિનાથજી | શિવાદેવીમતા | સમુદ્રવિ | | |
| ૨૩ | પાર્શ્વનાથજી | વામામાતા | અશ્વસે | | |
| | [illegible]ાવીરજી | ત્રિશલામાતા | સિદ્ધાર્થ | | |

राज-श्रीशत्रुंजयगिरिवराय नमो नमः।

## ભાગ ૧ લો.

### પ્રભુગીત.

ને દરબાર, કરો ભવોદધિ પાર;
ઁ આધાર, મોહે તાર તાર તાર.

...ગુણનો ભંડાર, તારા મહિમાનો નહિ પાર;
દેખ્યો સુંદર દેદાર, કરો પાર. પાર પાર.

તારી મૂર્તિ મનોહાર, હરે મનના વિકાર;
ખરો હૈયાનો હાર, વંદુ વાર વાર વાર.

આવ્યો દેરાસર મોઝાર, કર્યો જિનવર જુહાર;
પ્રભુ ચરણ આધાર, ખરો સાર સાર સાર.

...મકમલ સુધાર, તારી લબ્ધિ છે અપાર;
ખૂબીનો નહિ પાર, વિનતિ ધાર ધાર ધાર.

---

## માંગલિક કાવ્યાનિ.

મંગલં ભગવાન્ વીરો, મંગલં ગૌતમઃ પ્રભુઃ;
મંગલં સ્થૂલિભદ્રાદ્યા, જૈનધર્મોસ્તુ મંગલં. ૧
અંગૂઠે અમૃત વસે, લબ્ધિ તણા ભંડાર;
શ્રી ગુરુ ગૌતમ સમરીએ, વાંછિત ફળ દાતાર.

## સાથીઓ કરતી વખતે ભાવનાના દુહા.

પ્રથમ ત્રણ ઢગલીઓ અને સિદ્ધશિલા કરતી વખતે ભાવવું કેઃ—

દર્શન જ્ઞાન ચારિત્રના, આરાધનથી સાર;
સિદ્ધશિલાની ઉપરે, હો મુજ વાસ શ્રીકાર. ૧

## હવે સાથીઓ કરતી વખતે—

અક્ષત પૂજા કરતાં થકાં, સફળ કરૂં અવતાર;
ફળ માગું પ્રભુ આગળે, તાર તાર મુજ તાર.
સાંસારિક ફળ માગીને, રવડ્યા બહુ સંસાર
અષ્ટકર્મ નિવારવા, માગું મોક્ષ ફળ સાર
ચીહું ગતિ ભ્રમણ સંસારમાં, જન્મ મરણ જં૦
પંચમગતિ વિણ જીવને, સુખ નહિ ત્રિહું

## સ્તુતિ.

એ પ્રતિમા મનોહારિણી દુઃખહરિ શ્રી વીરજિણંદની,
ભક્તોને છે સર્વદા સુખકરી, જાણે ખીલી ચંદની;
આ પ્રતિમાના ગુણ ભાવ ધરીને, જે માણસો ગાય છે,
પામી સઘળાં સુખ તે જગતમાં મુક્તિ ભણી જાય છે.

## શાર્દૂલવિક્રીડિત છંદ.

પૂર્ણાનંદ મયં મહોદય મયં, કૈવલ્ય ચિદ્દગમયં,
રૂપાતીત મયં સ્વરૂપ રમણં, સ્વાભાવિકી શ્રીમયં;
જ્ઞાનોદ્યોત મયં કૃપારસ મયં, સ્યાદ્વાદ વિદ્યાલયં,
શ્રી સિદ્ધાચલ તીર્થરાજ મનિશં, વંદેહમાદીશ્વરં.

---

પનાં વિપણિસ્તમો દિનમણિઃ, કામેભ કુંભસ્રણિઃ,
નેઃસરણિઃ સુરેન્દ્ર કરણિ, જ્યોતિઃ પ્રભાસારણિઃ;
દેવમણિર્નતોત્તમજન; શ્રેણિઃ કૃપાસારણિ–
સુધા ધૃણિભવભિદે, શ્રીપાર્શ્વ ચિંતામણિઃ.

નેત્રાનંદ કરી ભવોદધિ તરી, શ્રેયસ્તરોમંજરી,
શ્રીમદ્ ધર્મ મહાનરેંદ્ર નગરી, વ્યાપલ્લતા ધૂમરી;
હર્ષોત્કર્ષ શુભ પ્રભાવ લહરી; રાગદ્વિષાં જિત્વરી,
મૂર્તિ: શ્રીજિન પુંગવસ્ય ભવતુ, શ્રેયસ્કરી દેહિનામ્.

---

શ્રેય: સંકેતશાલા સુગુણ પરિ-મલૈર્જૈય મંદારમાલા,
છિન્નવ્યા મોહજાલા, પ્રમુદ ભરસર: પૂરણે મેઘમાલા;
નમ્ર:શ્રીમન્મરાલા વિતરણકલયા, નિર્જિત: સ્વર્ગિશાલા,
ત્વનૂમૂર્તિ: શ્રીવિશાલા વિદલતુ દુરિતં નંદિત: ક્ષોણિપાલા.

---

અર્હન્તો ભગવંત ઇન્દ્ર મહિતા:, સિદ્ધાશ્ચ સિદ્ધિ સ્થિતા,
આચાર્યા જિનશાસનોન્નતિકરા: પૂજ્યા ઉપાધ્યાયકા:.
શ્રીસિદ્ધાન્ત સુપાઠકા મુનિવરા રત્નત્રયારાધક
પંચૈતે પરમેષ્ઠિન: પ્રતિદિનં, કુર્વન્તુ વો મંગ

---

સરસશાંતિ સુધારસ સાગરં, શુચિતરં ગુણરત્નમહાકરં,
ભવિક પંકજબોધદિવાકરં, પ્રતિદિનંપ્રણુમામિ જિનેશ્વરં.

## ભાવના.

પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવ નિધ;
પ્રભુ દર્શનથી પામીએ, સકલ પદારથ સિદ્ધ. ૧
ભાવે જીનવર પૂજીએ, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવલજ્ઞાન. ૨
જીવડા જીનવર પૂજીએ, પૂજાનાં ફળ હોય,
રાજા નમે પ્રજા નમે, આણુ ન લોપે કોય. ૩
વાડી ચંપો મોરીઓ, સોવન પાંખડિએ;
પાસ જીનેશ્વર પૂજીએ, પાંચે આંગળીએ. ૪
પાભને વહાલી વિજળી, ધરતીને વહાલો મેહ;
જુલને વહાલા નેમજી, આપનો વહાલો દેહ. ૫
। કેરા બાગમાં, બેઠા શ્રી જિનરાજ;
તારામાં ચંદ્રમા, તેમ શોભે મહારાજ. ૬

ત્રિભુવન નાયક તું ધણી, મહા મોટો મહારાજ;
મોટે પુન્યે પામીયો, તુજ દરિશન હું આજ. ૭
આજ મનોરથ સવિ ફળ્યા, પ્રગટ્યા પુન્ય કલ્લોલ;
પાપ કરમ દૂરે ટળ્યા, નાઠા દુઃખ દંદોલ. ૮
શાન્તિનાથજી સોળમા, જગ શાન્તિ સુખકાર;
શાન્ત ભાવે ભક્તિ કરે, તરત તરે ભવ પાર. ૯
દર્શનં દેવ દેવસ્ય, દર્શનં પાપનાશનં;
દર્શનં સ્વર્ગસોપાનં, દર્શનં મોક્ષસાધનં. ૧૦
આબુ અષ્ટાપદ ગિરનાર, સમ્મેત શિખર શત્રુંજય સાર;
પાંચે તીરથ ઉત્તમ ઠામ, સિદ્ધિ ગયા તેને કરૂં પ્રણામ. ૧૧

---

## ॥ શ્રી વીરવિજયજી કૃત અષ્ટપ્રકારી પૂજાના દૂહા ॥

### ॥ પહેલી જલ પૂજા ॥

જલ પૂજા જુગતે કરો, મેલ અનાદિ વિનાશ,
જલપૂજા ફળ મુજ હજો, માગો એમ પ્રભુ પાસ.

॥ બીજી ચંદન પૂજા ॥

શીતલ ગુણ જેહમાં રહ્યો, શીતલ પ્રભુ મુખ રંગ;
આત્મ શીતલ કરવા ભણી, પૂજો અરિહા અંગ.

॥ ત્રીજી પુષ્પ પૂજા ॥

સુરભિ અખંડ કુસુમ ગ્રહી, પૂજો ગત સંતાપ;
સુમજંતુ ભવ્યજ પરે, કરીયે સમકિત છાપ.

॥ ચોથી ધૂપ પૂજા ॥

ધ્યાન ઘટા પ્રગટાવિયે, વામ નયન જિનધુપ;
મિચ્છત દુર્ગંધ દુરે ટળે, પ્રગટે આત્મસ્વરૂપ.

॥ પાંચમી દીપક પૂજા ॥

દ્રવ્યદીપક સુવિવેકથી, કરતાં દુઃખ હોય ફોક;
ભાવ પ્રદીપ પ્રગટ હુવે, ભાસિત લોકા લોક.

॥ છઠ્ઠી અક્ષતપૂજા ॥

શુદ્ધ અખંડ અક્ષત ગ્રહી, નંદાવર્ત્ત વિશાલ;
પુરી પ્રભુ સન્મુખ રહો, ટાળો સકળ જંજાલ.

॥ નૈવેદ્ય પૂજા ॥

અણાહારી પદ મેં કર્યાં, વિગ્ગહ ગઇઅ અનંત,
દૂર કરી ને દીજીએ, અણાહારી શિવ સંત.

॥ ફૂલપૂજા ॥ દુહા ॥

ઇંદ્રાદિક પૂજન ભણી, ફૂલ લાવે ધરી રાગ;
પુરૂષોત્તમ પૂજી કરી, માગે શિવફલ ત્યાગ.

---

## દૂધનો પ્રક્ષાલ કરતી વખતે બોલવું.

મેરૂશિખર નવરાવે હો સુરપતિ, મેરૂશિખર નવરાવે; જન્મકાળ જિનવરજીકો જાણી, પંચરૂપ કરી આવે હો સુરપતિ મેરૂ શિખર નવરાવે.

---

## પાણીનો પ્રક્ષાલ કરતી વખતે બોલવું.

જ્ઞાન કલશ ભરી આતમા, સમતા રસ ભરપૂર;
શ્રી જિનને નવરાવતાં, કરમ થયાં ચકચૂર.

## ધૂપની પૂજા કરતી વખતે બોલવું.

અમે ધૂપની પૂજા કરીએ રે, ઓ મનમાન્યા મોહનજી;
પ્રભુ ધૂપ ઘટા અનુસરીએ રે, ઓ મનમાન્યા મોહનજી.
પ્રભુ નહિ કોઈ તારી તોલે રે ઓ મનમાન્યા મોહનજી;
પ્રભુ અંતે શરણુ તમારૂં રે, ઓ મનમાન્યા મોહનજી.

## ફુલની પૂજા કરતી વખતે બોલવું

પ્રભુ કંઠે ઠવી ફૂલની માળા, થૂલથકી વ્રત ઉચ્ચરીએ; ચિત્ત ચોખે ચોરી નવી કરીએ, સ્વામી અદત્ત કદાપિ ન લીજે, ભેદ અઢાર પરિહરીયેરે.|ચિત્ત૦

---

# ભાગ ૨ જો

## ચૈત્યવંદન કરવાનો વિધિ.

"ઇચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએનિ-સીહિઆએ મત્થએણ વંદામિ." એ પ્રમાણે બોલી ત્રણ

ખમાસમણ દઈને પછી, "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્યવંદન કરૂં, ઇચ્છં" કહી ડાબો પગ ઊંચો કરી બોલવું–

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિ વારે,
ભાવ ધરીને જે ચઢે, તેને ભવજળ પાર ઉતારે. ૧
અનંત સિદ્ધનો એહ ઠામ, સકળ તીરથનો રાય,
પૂરવ નવાણું રીખવદેવ, જ્યાં ઠવીઆ પ્રભુ પાય. ૨
સૂરજકુંડ સોહામણો, કવડ જક્ષ અભિરામ,
નાભિ રાયા કુલમંડણો, જિનવર કરૂં પ્રણામ. ૩

## જં કિંચિ સૂત્ર–

જં કિંચિ નામ તિત્થં, સગ્ગે પાયાલિ માણુસે લોએ,
જાઇં જિણબિંબાઇં, તાઇં સવ્વાઇં વંદામિ ॥ ૧ ॥

## નમુત્થુ ણં–શક્રસ્તવ.

નમુત્થુ ણં અરિહંતાણં ભગવંતાણં. આઇગરાણં તિત્થયરાણં સયંસંબુદ્ધાણં, પુરિસુત્તમાણં પુરિસસીહાણં પુરિસવરપુંડરીઆણં પુરિસવરગંધહત્થીણં,

લોગુત્તમાણં લોગનાહાણં લોગહિઆણં લોગપઈવાણં લોગપજ્જોઅગરાણં, અભયદયાણં ચક્ખુદયાણં મગ્ગદયાણં સરણદયાણં બોહિદયાણં, ધમ્મદયાણં ધમ્મદેસયાણં ધમ્મનાયગાણં ધમ્મસારહીણં ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં, અપ્પડિહયવરનાણ-દંસણધરાણં વિયટ્ટછઉમાણં, જિણાણં જાવયાણં, તિન્નાણં તારયાણં, બુદ્ધાણં બોહયાણં, મુત્તાણં મોઅ-ગાણં, સવ્વન્નૂણં, સવ્વદરિસીણં સિવ-મયલ-મરુઅ-મણંત-મક્ખય-મવ્વાબાહ-મપુણરાવિત્તિ સિદ્ધિગઈ-નામધેયં ઠાણં સંપત્તાણં નમો જિણાણં જિઅભયાણં.

જે અ અઈઆસિદ્ધા, જે અ ભવિસ્સંતિ ણાગએ કાલે;
સંપઈ અ વટ્ટમાણા, સવ્વે તિવિહેણ વંદામિ. ॥ ૧ ॥

## જાવંતિ ચેઈઆઈં.

જાવંતિ ચેઈઆઈં, ઉડ્ઢે અ અહે અ તિરિઅ લોએ અ;
સવ્વાઈં તાઈં વંદે, ઈહ સંતો તત્થ સંતાઈં ॥ ૧ ॥

અહિં એક ખમાસમણ દેવું.

## જાવંત કેવિ સાહૂ.

જાવંત કેવિ સાહૂ; ભરહેરવય મહાવિદેહે અ;
સવ્વેસિં તેસિં પણુઓ, તિવિહેણુ તિદંડવિરયાણું. ॥૧॥

નમોર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ

## સિદ્ધાચળજીનું સ્તવન

સિદ્ધાચળ ગિરિ ભેટયા રે ધન્ય ભાગ્ય હમારાં, એ ગિરિવરનો મહિમા મોટો, કહેતાં ન આવે પારારે; રાયણ રૂખ સમોસર્યા સ્વામી, પૂરવ નવાણું વારા રે. ધન્ય૦ ॥ ૧ ॥ મૂળ નાયક શ્રી આદિ જીનેશ્વર, ચૌમુખ પ્રતિમા ચારા, અષ્ટ દ્રવ્યશું પૂજો ભાવે, સમકિત મૂળ આધારા રે. ધન૦ ॥ ૨ ॥ ભાવભક્તિ શું પ્રભુ ગુણ ગાવે, અપના જન્મ સુધારા, યાત્રા કરી ભવિજન શુભ ભાવે, નરક તિર્યંચ ગતિ વારા રે.

ધન૦ ॥ ૩ ॥ દૂર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તોરા, પતિત ઉદ્ધારણ બિરૂદ તમારૂં, એ તીરથ જગ સારા રે. ધન૦ ॥ ૪ ॥ સંવત અઢાર ત્યાસી માસ આષાઢા, વદિ આઠમ સોમવારા, પ્રભુકે ચરણ પ્રતાપકે સંઘમે; ખીમારતન પ્રભુ પ્યારા રે. ધન ભાગ્ય હમારાં ॥ ૫ ॥

---

## અગર અહીં બીજું કોઇપણ સ્તવન કહેવું. પછી—

## જયવીયરાય.

( બોલતી વેળા લલાટસુધી હાથ ઉંચા રાખવા )

જય વીયરાય ! જયગુરૂ !, હોઉ મમં તુહ પભાવઓ ભયવં; ભવનિવ્વેઓ મગ્ગા, ણુસારિયા ઇટ્ઠ ફલ સિદ્ધિ (૧) લોગવિરૂદ્ધચ્ચાઓ, ગુરૂજણપૂઆ પરત્થકરણં ચ;

સુહગુરુજોગો તવ્વયણ-સેવણા આભવમખંડા (૨)

( હવે હાથ જરા નીચે કરવા )

વારિજ્જઇ જઇવિ નિયાણબંધણંવીયરાય! તુહ સમયે; તહવિ મમ હુજ્જ સેવા, ભવે ભવે તુમ્હ ચલણાણં. (૩) દુખ્ખખઓ કમ્મખ્ખઓ, સમાહિમરણં ચ બોહિલાભો અ; સંપજ્જઉ મહ એઅં. તુહ નાહ! પણામકરણેણં, (૪) સર્વ મંગલ માંગલ્યં સર્વ કલ્યાણ કારણં; પ્રધાનં સર્વ ધર્માણાં, જૈનં જયતિ શાસનમ્ (૫)

( પછી ઉભા થઇને )

## અરિહંત ચેઇઆણં

અરિહંત ચેઇઆણં કરેમિ કાઉસ્સગ્ગં ૧ વંદણ-વત્તિઆએ પૂઅણવત્તિઆએ સક્કારવત્તિઆએ સમ્મા-ણવત્તિઆએ બોહિલાભવત્તિઆએ નિરુવસગ્ગવત્તિ-આએ ૨ સદ્ધાએ મેહાએ ધિઇએ ધારણાએ અણુપ્પે-હાએ વઢ્ઢમાણીએ ઠામિ કાઉસ્સગ્ગં. ૩

## અન્નત્થ સૂત્ર.

અન્નત્થ ઊસસિએણં નીસસિએણં ખાસિએણં છીએણં જંભાઈએણં ઉડ્ડુએણં વાયનિસગ્ગેણં ભમલીએ પિત્તમુચ્છાએ. ૧ સુહુમેહિં અંગસંચાલેહિં, સુહુમેહિં ખેલસંચાલેહિં સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં ૨ એવમાઈએહિં આગારેહિં અભગ્ગો અવિરાહિઓ હુજ્જ મે કાઉસ્સગ્ગો ૩ જાવ અરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં ન પારેમિ. ૪ તાવ કાયં ઠાણેણં મોણેણં ઝાણેણં અપ્પાણં વોસિરામિ.

પછી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને, "નમોર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ" કહી થોય કહેવી.

## રૂષભદેવની સ્તુતિ (થોય)

આદિ જીનવર રાયા, જાસ સોવન્ન કાયા; મરૂદેવી માયા, ધોરી લંછન પાયા; જગત સ્થિતિ નીપાયા, શુદ્ધ ચારિત્ર પાયા; કેવલસિરિરાયા, મોક્ષ નગરે સીધાયા.

# ભાગ ૩ જો.

## ચૈત્યવંદનો.

### ૧ શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન.

વિમળ કેવળજ્ઞાન કમળા, કલિત ત્રિભુવન હિતકરં;
સુરરાજ સંસ્તુત ચરણ પંકજ, નમો આદિ જિનેશ્વરં. ૧
વિમળ ગિરિવર શૃંગમંડણ, પ્રવર ગુણગણ ભૂધરં;
સુર અસુર કિન્નર કોડી સેવિત, નમો૦ ૨
કરતી નાટક કિન્નરી ગણ, ગાય જીન ગુણ મનહરં;
નિર્જરાવલી નમે અહનીશ, નમો૦ ૩
પુંડરીક ગણપતિ સિદ્ધિ સાધી,કોડિ પણ મુનિ મનહરં;
શ્રી વિમળગિરિવર શૃંગ સિદ્ધા, નમો૦ ૪
નિજ સાધ્ય સાધક સુર મુનિવર, કોડીનંત એ ગિરિવરં;
મુક્તિ રમણી વર્યા રંગે, નમો૦ ૫
પાતાળ નર સુરલોકમાંહી, વિમળ ગિરિવર તો પરં;
નહીં અધિક તીરથ તીર્થપતિ કહે. નમો૦ ૬

ઈમ વિમલ ગિરિવર શિખર મંડણુ, દુ:ખ વિહંડણુ ધ્યાઈએ;
નિજ શુદ્ધ સત્તા સાધનાર્થં, પરમ જ્યોતિ નીપાઈએ૦ ૭
જીત મોહ કોહ વિછોહ નિંદ્રા પરમ પદસ્થિત જયકરં;
ગિરિરાજ સેવા કરણુ તત્પર, પદ્મવિજય સુહિતકરં૦ ૮

## ૨–શ્રી આદિનાથજીનું ચૈત્યવંદન.

આદિદેવ અલવેસરૂ, વિનીતાનો રાય;
નાભિરાયા કુલમંડણો, મરૂદેવા માય૦ ૧
પાંચસે ધનુષની દેહડી, પ્રભુજી પરમ દયાળ;
ચોરાશી લાખ પૂર્વનું, જસ આયુ વિશાલ૦ ૨
વૃષભ લંછન જિનવર ધરૂએ, ઉત્તમ ગુણ મણી ખાણુ;
તસ પદ પદ્મ સેવન થકી, લહીએ અવિચળ ઠાણુ૦ ૩

## ૩–શ્રી શાંતિનાથજીનું ચૈત્યવંદન.

શાંતિ જીનેશ્વર સોળમા, અચિરાસુત વંદો;
વિશ્વસેન કુળ નભોમણિ, ભવિજન સુખકંદો૦ ૧

મૃગપતિ લંછન પાઉલે, લાખ વરસ પ્રમાણ;
હસ્તિણાઉર નયરી ધણી, પ્રભુજી ગુણમણિ ખાણ૦ ૨
ચાલીસ ધનુષ્યની દેહડી, સમચોરસ સંઠાણ;
વદન પદ્મ જ્યું ચંદલો, દીઠે પરમ કલ્યાણ૦ ૩

## ૪–શ્રી નેમિનાથનું ચૈત્યવંદન.

નેમિનાથ બાવીશમા, શિવાદેવી માય;
સમુદ્રવિજય પૃથ્વીપતિ, જે પ્રભુના તાય૦ ૧
દશ ધનુષની દેહડી, આયુ વરસ હજાર;
શંખ લંછનધર સ્વામીજી, તજી રાજુલ નાર૦ ૨
શૌરીપુરી નયરી ભલી, બ્રહ્મચારી ભગવાન;
જીન ઉત્તમ પદ પદ્મને, નમતાં અવિચલ ઠાણ૦ ૩

## ૫–શ્રી પાર્શ્વનાથનું ચૈત્યવંદન.

આશ પુરે પ્રભુ પાસજી, ત્રોડે ભવપાસ;
વામામાતા જનમીઆ, અહી લંછન જાસ. ॥ ૧ ॥
અશ્વસેન સુત સુખકરૂએ, નવ હાથની કાય;
કાશીદેશ વાણારસી, પુન્યે પ્રભુ આય ॥ ૨ ॥

એકસો વરસનું આઉખું, પાળી પાર્શ્વકુમાર,
પદ્મ કહે મુક્તે ગયા, નમતાં સુખ નિરધાર. ॥ ૩ ॥

## ૬—શ્રી મહાવીરસ્વામીનું ચૈત્યવંદન.

સિદ્ધારથ સુત વંદીયે, ત્રિશલાનો જાયો;
ક્ષત્રિય કુંડમાં અવતર્યો, સુર નરપતિ ગાયો૦ ૧
મૃગપતિ લંછન પાઉલે, સાત હાથની કાય;
બહોંતેર વરસનું આઉખું, વીર જીનેશ્વર રાય૦ ૨
ક્ષમાવિજય જિનરાજનો એ, ઉત્તમ ગુણ અવદાત;
સાત બોલથી વર્ણવ્યો, પદ્મવિજય વિખ્યાત૦ ૩

## ૭—શ્રી પુંડરીક સ્વામીજીનું ચૈત્યવંદન.

આદીશ્વર જિનરાયનો, ગણધર ગુણવંત:
પ્રગટ નામ પુંડરીક જાસ, મહી માંહે મહંત૦ ૧
પંચક્રોડ સાથે મુણિંદ, અણસણ તીહાં કીધ;
શુક્લ ધ્યાન ધ્યાતા અમૂલ, કેવલ તીહાં લીધ૦ ૨
ચૈત્રી પૂનમને દિને એ, પાગ્યા પદ મહાનંદ;
તે દિનથી પુંડરીક ગિરિ, નામ દાન સુખકંદ૦ ૩

## ૮–શ્રી સીમંધર જિન ચૈત્યવંદન.

સીમંધર પરમાતમા, શિવસુખના દાતા;
પુષ્ખલવઈ વિજયે જયો, સર્વ જીવના ત્રાતા ॥ ૧ ॥
પૂર્વ વિદેહ પુંડરીગિણી, નયરીએ સોહે,
શ્રી શ્રેયાંસ રાજા તિહાં, ભવિયણનાં મન મોહે ॥ ૨ ॥
ચૌદ સુપન નિર્મળ લહી, સત્યકી રાણી માત;
કુંથુ અર જિન અંતરે; સીમંધર જિન જાત ॥ ૩ ॥
અનુક્રમે પ્રભુ જનમીઆ, વળી યૌવન પાવે;
માતા પિતા હરખે કરી, રૂકમિણી પરણાવે ॥ ૪ ॥
ભોગવી સુખ સંસારનાં, સંજમ મન લાવે;
મુનિસુવ્રત નમિ અંતરે, દીક્ષા પ્રભુ પાવે ॥ ૫ ॥
ઘાતિકર્મનો ક્ષય કરી, પામ્યા કેવલનાણ;
વૃષભ લંછને શોભતા, સર્વ ભાવના જાણ ॥ ૬ ॥
ચોરાશી જસ ગણધરા, મુનિવર એક સો કોડ;
ત્રણ ભુવનમાં જોવતાં, નહીં કોઈ એહની જોડ ॥ ૭ ॥

દશ લાખ કહ્યા કેવલી, પ્રભુજીનો પરિવાર;
એક સમય ત્રણુ કાળના, જાણે સર્વ વિચાર ॥ ૮ ॥
ઉદય પેઢાલ જિનાંતરે એ, થાશે જિનવર સિદ્ધ;
જશવિજય ગુરુ પ્રણમતાં, શુભ વાંછિત ફળ લીધ ॥ ૯ ॥

## ૯–પંચતીર્થનું ચૈત્યવંદન.

આજ દેવ અરિહંત નમું, સમરૂં તારૂં નામ;
જ્યાં જ્યાં પ્રતિમા જિનતણી, ત્યાં ત્યાં કરૂં પ્રણામ ॥૧॥
શત્રુંજય શ્રી આદિદેવ, નેમ નમું ગિરનાર;
તારંગે શ્રી અજિતનાથ, આબુ ઋષભ જુહાર ॥૨॥
અષ્ટાપદ ગિરિ ઉપરે, જિન ચોવીશે જોય;
મણિમય મૂરતિ માનશું, ભરતે ભરાવી સોય ॥ ૩ ॥
સમ્મેતશિખર તીરથ વડું, જ્યાં વીશે જિન પાય;
વૈભારગિરિવર ઉપરે, શ્રી વીર જિનેશ્વર રાય ॥૪॥
માંડવગઢનો રાજીયો, નામે દેવ સુપાસ;
રિખવ કહે જિન સમરતાં, પહોંચે મનની આશ ॥૫॥

## ૧૦–શ્રી ચોવીશ જીનના વર્ણનું ચૈત્યવંદન.

પદ્મપ્રભ ને વાસુપૂજ્ય દોય રાતા કહીએ;
ચંદ્રપ્રભ ને સુવિધિનાથ, દો ઉજ્જવલ લહીએ. ॥૧॥
મલ્લિનાથ ને પાર્શ્વનાથ: દો નીલા નીરખ્યા;
મુનિસુવ્રત ને નેમનાથ, દો અંજન સરીખા. ॥૨॥
સોળે જીન કંચન સમાએ, એવા જીન ચોવીશ;
ધીરવિમળ પંડિત તણો, જ્ઞાનવિમળ કહે શિષ્ય. ॥૩॥

## ૧૧–બીજનું ચૈત્યવંદન

દુવિધ ધર્મ જેણે ઉપદિશ્યો, ચોથા અભિનંદન;
બીજે જન્મ્યા તે પ્રભુ, ભવ દુઃખ નિકંદન ॥૧॥
દુવિધ ધ્યાન તમે પરિહરો, આદરો દોય ધ્યાન;
એમ પ્રકાશ્યું સુમતિ જીને, તે ચવીયા બીજ દિન ॥૨॥
દોય બંધન રાગ દ્વેષ, તેહને ભવી તજીએ;
મુજ પરે શીતલજીન કહે, બીજ દિન શિવ ભજીએ ॥૩॥

જીવાજીવ પદાર્થનું કરો નાણુ સુજાણુ;
બીજ દિન વાસુપૂજ્ય પરે, લહો કેવળનાણુ ॥૪॥
નિશ્ચય નય વ્યવહાર દોય, એકાંત ન ગ્રહીએ;
અરજિન બીજદિને ચ્યવી,એમ જિનઆગળ કહીએ॥૫॥
વર્તમાન ચોવીશીએ, એમ જિન કલ્યાણ;
બીજ દિને કેઈ પામીયા, પ્રભુ નાણ નિર્વાણ ॥૬॥
ઈમ અનંત ચોવીસીએ, હુવા બહુ કલ્યાણ;
જીન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખખાણ ॥૭॥

## ૧૨–શ્રી જ્ઞાનપંચમીનું ચૈત્યવંદન.

ત્રિગડે બેઠા વીરજીન, ભાખે ભવિજન આગે;
ત્રિકરણ શું ત્રિહું લોક જન, નિસુણો મન રાગે. ૧
આરાધો ભલી ભાતસેં, પંચમી અજૂવાલી;
જ્ઞાન આરાધન કારણે, એહજ તિથિ નિહાળી. ૨
જ્ઞાન વિના પશુ સારિખા, જાણો એણે સંસાર;
જ્ઞાન આરાધનથી લહ્યું, શિવપદ સુખ શ્રીકાર. ૩

જ્ઞાન રહિત ક્રિયા કહી, કાશ કુસુમ ઉપમાન;
લોકાલોક પ્રકાશ કર, જ્ઞાન એક પ્રધાન. ૪
જ્ઞાની શ્વાસોશ્વાસમાં, કરે કર્મનો છેહ;
પૂર્વ કોડી વરસાં લગે, અજ્ઞાની કરે તેહ. ૫
દેશ આરાધક ક્રિયા કહી, સર્વ આરાધક જ્ઞાન;
જ્ઞાન તણો મહિમા ઘણો, અંગ પાંચમે ભગવાન. ૬
પંચ માસ લઘુ પંચમી, જાવજીવ ઉત્કૃષ્ટિ;
પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભ દૃષ્ટિ ૭
એકાવનહી પંચનોએ, કાઉસ્સગ્ગ લોગસ્સ કેરો;
ઉજમણું કરો ભાવશું, ટાળો ભવ ફેરો ૮
એણી પેરે પંચમી આરાધીએ, આણી ભાવ અપાર;
વરદત્ત ગુણમંજરી પરે, રંગવિજય લહો સાર. ૯

## ૧૩–શ્રી આઠમનું ચૈત્યવંદન

મહા સુદિ આઠમ દિને, વિજયા સુત જાયો;
તેમ ફાગણ સુદિ આઠમે, સંભવ ચવી આવ્યો. ૧

ચૈત્ર વદિની આઠમે, જન્મ્યાં ઋષભ જીણંદ;
દીક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનિચંદ. ૨
માધવ સુદિ આઠમ દિને, આઠ કર્મ કર્યાં દૂર;
અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપૂર. ૩
એહીજ આઠમ ઉજળી, જન્મ્યા સુમતિ જિણંદ;
આઠ જાતિ કળશે કરી, નવરાવે સુરઈંદ્ર. ૪
જન્મ્યા જેઠ વદિ આઠમે, મુનિસુવ્રતસ્વામી;
નેમ આષાઢ સુદિ આઠમે, અષ્ટમી ગતિ ગામી. ૫
શ્રાવણ વદિની આઠમે, નમિ જન્મ્યા જગભાણ,
તિમ શ્રાવણ સુદિ આઠમે, પાસજીનું નિર્વાણ. ૬
ભાદ્રવા વદિ આઠમ દિને, ચવીયા સ્વામી સુપાસ;
જીન ઉત્તમ પદ પદ્મને, સેવ્યાથી શિવ વાસ. ૭

## ૧૪–શ્રી એકાદશીનું ચૈત્યવંદન

શાસન નાયક વીરજી, પ્રભુ કેવલ પાયો;
સંઘ ચતુર્વિધ સ્થાપવા, મહાસેન વન આયો. ૧

માધવ સિત એકાદશી, સોમલ દ્વિજયજ્ઞ;
ઈંદ્રભૂતિ આદે મળ્યા, એકાદશ વિજ્ઞ. ૨
એકાદશાસે ચઉગુણો, તેહનો પરિવાર;
વેદ અર્થ અવળો કરે, મન અભિમાન અપાર. ૩
જીવાદિક સંશય હરીએ, એકાદશ ગણધાર;
વીરે થાપ્યા વંદીએ, જિન શાસન જયકાર. ૪
મલ્લિ જન્મ અર મલ્લિ પાસ, વર ચરણ વિલાસી;
ઋષભ અજિત સુમતિ નમી, મલ્લિ ઘનઘાતી વિનાશી. ૫
પદ્મપ્રભ શિવવાસ પાશ, ભવભવના તોડી;
એકાદશી દિન આપણી, ઋદ્ધિ સઘળી જોડી. ૬
દશે ક્ષેત્રે ત્રિહુ કાળનાં, દોઢસો કલ્યાણ;
વરસ અગ્યાર એકાદશી, આરાધો વરનાણ. ૭
અગિયાર અંગ લખાવીએ, એકાદશ પાઠાં;
પુંજણી ઠવણી વીંટણી, મષી કાગળ ને કાઠાં. ૮
અગીયાર અવ્રત છાંડવા એ, વહો પડિમા અગિયાર;
ખીમાવિજય જિનશાસને, સફલ કરો અવતાર. ૯

# જિન નવઅંગ પૂજાના દુહા.

**અંગુઠે**–જળભરી સંપુટ પત્રમાં, યુગલિક નરપૂજંત;
ઋષભ ચરણ અંગુઠડે, દાયક ભવજળ અંત. ૧
**ઢીંચણે**–જાનુબળે કાઉસ્સગ્ગ રહ્યા, વીચર્યા દેશવિદેશ;
ખડાં ખડાં કેવળ લહ્યું, પૂજો જાનું નરેશ. ૨
**કાંડે**–લોકાંતિક વચને કરી, વરસ્યા વરસી દાન;
કર કાંડે પ્રભુ પૂજના, પૂજો ભવિ બહુમાન. ૩
**ખભે**–માન ગયું હોય અંસથી, દેખી વીર્ય અનંત;
ભુજાબળે ભવજલ તર્યા, પૂજો ખંધ મહંત. ૪
**મસ્તકે**–સિદ્ધશિલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત;
વસીયા તેણે કારણ ભવિ, શિર શિખા પૂજંત. ૫
**કપાળે**–તીર્થંકર પદ પુણ્યથી, ત્રિભુવન જન સેવંત;
ત્રિભુવન તિલક સમા પ્રભુ; ભાલ તિલક જયવંત. ૬
**કંઠે**–સોળ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વરતુલ;
મધુર ધ્વનિ સુરનર સૂણે, તીણે ગળે તિલક અમૂલ ૭

**હૃદય**–હૃદય કમળ ઉપશમ બળે, બાળ્યા રાગ ને રોષ;
હિમ દહે વનખંડને, હૃદય તિલક સંતોષ. ૮
**નાભિ**–રત્નત્રયી ગુણ ઉજળી, સકળ સુગુણ વિશ્રામ;
નાભિ કમળની પૂજના, કરતાં અવિચળ ધામ. ૮

## શત્રુંજય સ્તુતિનાં ખમાસમણાં.

એકેકું ડગલું ભરે, શત્રુંજય સામો જેહ;
ઋષભ કહે ભવ ક્રોડનાં, કર્મ ખપાવે તેહ. ૧
શત્રુંજય સમો તીરથ નહીં, ઋષભ સમો નહીં દેવ;
ગૌતમ સરીખા ગુરુ નહી, વળી વળી વંદુ તેહ. ૨
સિદ્ધાચળ સમરૂં સદા, સોરઠ દેશ મોઝાર;
મનુષ્ય જન્મ પામી કરી, વંદુ વાર હજાર. ૩
સોરઠ દેશમાં સંચર્યો, ન ચઢ્યો ગઢ ગિરનાર;
શેત્રુંજી નદી નાહ્યો નહીં, એનો એળે ગયો અવતાર. ૪
શેત્રુંજી નદીમાં નાહીને, મુખ બાંધી મુખકોશ;
દેવ યુગાદિ પુજીએ, આણી મન સંતોષ. ૫

જગમાં તીરથ દો વડાં, શત્રુંજય ગિરનાર;
એક ગઢ ઋષભ સમોસર્યા, એક ગઢ નેમકુમાર. ૬
સિદ્ધાચળ સિદ્ધિ વર્યા, મુનિવર ક્રોડ અનંત;
આગે અનંતા સિદ્ધશે, પૂજો ભવિ ભગવંત. ૭
શત્રુંજય ગિરિ મંડણો, મરુદેવીનો નંદ;
યુગલા ધર્મ નિવારકો, નમો યુગાદિ જિણંદ. ૮
તન મન ધન સુત વલ્લભા, સ્વર્ગાદિ સુખ ભોગ;
વળી વળી એ ગિરિ વંદતાં, શિવરમણી સંયોગ. ૯

---

## પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રી વિજયલબ્ધિ-સૂરીશ્વરજી કૃત સ્તવનો—

## નેમિજીન–સ્તવન.

( રાગ–પ્રેમકી નૈયાં ચલી ન ચલી મોરી )

જિનકી ભક્તિ વહી દિલમેં મોરી, નેમકી ભક્તિ વહી દિલમેં મોરી; સમતા સાગર,

ધર્મકી નૈયાં, જીવ મુસાફિર, જીન તરૈયાં, જિન બિન તોરા કોન હૈ ભૈયાં, રોજ કરે તું ભક્તિ ભારી, યે નૈયાં કદી ન ફસે ભવમેં મોરી ॥ જિનકી ॥ લાખ ચોરાશી ગતિ દુઃખિયારા, મુક્તિકા હૈ દૂર કિનારા; હરદમ કાંપે દિલ હમારા, કયોં વિષયો મેં મતિ હૈ જોરી, યે નૈયાં હમેશા પડી ભવમેં મોરી ॥ જિનકી ॥ ધારણ કરલે સંયમ પ્યારા, જલ્દી મીલે મુક્તિ કિનારા, આતમ કમલમેં લબ્ધિ પ્યારા ત્યોં ભવકી ફેરી ટળે તોરી, યે નૈયાં કદી ન ફસે ભવમેં મોરી ॥ જીનકી ॥

## વીરવાણી સ્તવન.

( રાગ—પ્રેમકી બંસી બાજે )

જગત મેં વીરકી વાણી ગાજે ( અંજલી )

વાણી કો ગાના, દુઃખ કો મીટાના, વાણી પ્રભુ સુખદાના ॥ જગત ॥ વાણી હી મુક્તિ, વાણી વીરકી શક્તી, વાણી સે શીવપાના ॥ જગત ॥ વાણી હી

ધન હે, વાણી રટન હે, ભવ અટન કો મીટાના, ॥ જગત ॥ વાણી હી મસ્તી, દર્શન હસ્તી, કર્મે આઠ કટાના ॥ જગત ॥ વાણી વિલાસી, જ્ઞાન પ્રકાશી, અડવીશ લબ્ધિ સ્થાના ॥ જગત ॥

## સ્થંભન પાર્શ્વજીન સ્તવન.

( રાગ—બુલબુલ હમારૂં ઉડી ગયું કયાં )

ચિત્તડું હમારૂં થોભી ગયું ત્યાં પ્રભુનું દર્શન મળી ગયું, જીવન હમારૂં શુદ્ધ થયું ત્યાં, પ્રભુ ભજનમાં ભળી ગયું (એ) કર્મ ન ફાવે પ્રભુના રાગે, પાપ સકળ પ્રભુ ધ્યાને ભાગે, આતમ ધન મન મળી ગયું ॥ ચિત્તડું ॥ ભક્તિની ન્હોંચે મુક્તિ કિનારે, ચઢે છે દિલડું જ્ઞાન મિનારે, અજ્ઞાન હમારૂં ઢળી ગયું ॥ ચિત્તડું ॥ પ્રભુ ભજી કરો ભવથી કિનારા, અમુલ્ય જિનવર મલ્યા દિલારા, દારિદ્ર સઘળું ટળી ગયું ॥ ચિત્તડું ॥ સ્થંભપાર્શ્વજી દર્શન

કરીને, આતમ ગુણથી દિલ ભરીને, લબ્ધિસૂરિ ચિત્ત હળી ગયું, ॥ ચિત્તડું ॥

## સામાન્ય જીન સ્તવન.

( રાગ–મોહે પ્રેમકે ઝુલે ઝુલાદો કોઇ )

મોહે જીનકા રાહ બતાદો કોઇ, મેને રહનુમા કો બતાદો કોઈ ॥ મોહે ॥ સામે કિનારે મુક્તિ કા વાસા, મેરી આતમ કો વહાં વસાદો કોઇ ॥મોહે॥ દર્શન જ્ઞાનની પ્યાસ મુજે હૈ; મહેર કરીને બુઝાદો કોઇ ॥ મોહે ॥ પ્રભુ શાસન કા રંગ લગા હૈ, સ્થિર હી ઉસકો બનાદો કોઇ ॥ મોહે ॥ આતમ કમલમેં જીનવર પ્યારા, લબ્ધિસૂરિ કે વસાદો કોઇ ॥ મોહે ॥

## સામાન્ય જીન સ્તવન.

( રાગ–જવાદે જવાદે કિનારે કિનારે )

જપીલે જપીલે દિલારે દિલારે; દિલારે દિલારે દિલારે, લગાદે તું નૈયાકો મુક્તિ કિનારે (અં) પીઓ

એ જ્ઞાનકા પ્યાલા, ટળે અજ્ઞાનકી બાતો, તરો તુમ ફાની દુનિયાસે, હટાદો મોહકી લાતો. જીણંદ કા ધ્યાન પર પ્યારા, જીવનકા તું સુધારા કર, હટાદે જૂઠી જગ માયા; ફસાયા હૈ ક્યોં કુધારા પર ॥ જપીલે ॥ સુતે હો ક્યોં યું ગફલતમેં, નિજાતમ ધન લુટાતા હૈ, શાહારા હૈ પ્રભુ પ્યારા, નાહકમેં ક્યોં ફુરાતા હૈ, જાગ તું જો જરા ચેતન; પલકી યે યુવાની હૈ, સૂરિલબ્ધિ પ્રભુ સેવો, હટે જિસસે દીવાના હૈ. ॥ જપીલે ॥

## સામાન્ય જીન સ્તવન.

( રાગ—ચૂડી મેં લાયા અનમોલ રે. )

પ્રભુકો ગાયા અનમોલરે, ધારી દિલમેં ધારી (૧) (અં) જીનવર કયાં હૈ ગુણકે લચ્છે, તારક પ્રભુ હેં અચ્છે અચ્છે, આવો ગાલો ગુણરે, ધારી દિલમેં ધારી (૨)॥ પ્રભુ ॥ હેં નાથ મેરા અણુતોલ; જય જય પ્રભુકી બોલ, ગુણ ગણકા બાજે ઢોલ,

ભાવિ દિલકો અપને ખોલ ॥ પ્રભુ ॥ સબ દેવનમેં જિનજી સુહાવે, ભાવિ જીવોકે દિલડાં રીઝાવે, જીસકા નહી હૈ મોલરે, ધારી દેખો નયનોમેં, કૈસી ભરી જોતીયાં હૈ, યે ભારી ભારી જોતીયાં હૈ; શ્યામ શ્યામ નેનો પર, કે જોમ આ રહા, કલ હય ભાવિ કે દિલોં પર દેખો નયનોમે કૈસી ભરી જોતીયાં ॥ પ્રભુ ॥ લબ્ધિ હય આલા. રૂપ નીરાલા આનંદ પ્યાલા. જ્ઞાનકી શાલા, પ્રભુકો ગાયા અનમોલ....રે ધારી દિલમેં ધારી ॥ પ્રભુ ॥

## મહાવીર જીન સ્તવન

( રાગ–તુંહીને મુજકો પ્રેમ શીખાયા )

વીરજીણંદ મુજે દિલમાં ભાયા, કાલ અનાદિકા મોહ ભગાયા; સમક્તિ મેરે દિલમાં બસાયા આતમ ધ્યાયા, જ્યોતિ જગાયા; તુમહી હો વીતરાગ વાલમ, તુમહી હો વીતરાગ ॥ વીર ॥ કાલ અનાદિસે ભવમેં ફસાયા, સુખ નહી પાયા, દુઃખમે દટાયા, તુમહી

હો વીતરાગ વાલમ; તુમહી હો વીતરાગ ॥ વીર ॥ પ્રભુ ચરણોમેં શિરકો ઝુકાયા, દુઃખ હટાયા, મોહ મીટાયા; તુમહી હો વીતરાગ વાલમ, તુમહી હો વીતરાગ ॥ વીર ॥ અબ જીનવર મેરે દિલમેં ઠાયાં, ગુણગણ ગાયા, ભવસે તરાયા; તુમહી હો વીતરાગ વાલમ, તુમહી હો વીતરાગ ॥ વીર ॥ ભૂલા ન જાવે ગુણકો ભૂલાયા, જ્ઞાન જગાયા, આનંદ પાયા; લબ્ધિસૂરિ સુખકાર વાલમ, લબ્ધિસુરી સુખકાર ॥વીર॥

## પાર્શ્વજીન સ્તવન.

( રખિયાં બંધાવો ભૈયા )

જિનજીકો ધ્યાવો ભૈયા, ગુણ ગુણ ગાવોરે મૂરતિ પ્રભુકી ભાલી, સુરત નીરાલી, તારે તુમારી નૈયાં, જય જગ દીવો....રે ॥ જિનજી ॥ પૂજનકી થારી, લગી હૈ લય ભારી, તારે તુમારી નૈયાં, જય જગ દીવો....રે ॥ જિનજી ॥ દુરગતિને દારી, આતમ

ગુણકારી, કર્મોનો થાવો ખઇયાં, જય જગ દીવો....રે ॥ જિનજી ॥ ગુણોકી શ્રેણી આલી, દેતી હૈ દુઃખ ટાલી, સેવો સદા એ સઇયાં, જય જગ દીવો....રે જિનજી ॥ પાર્શ્વ જીણંદાસે, પ્રીત લાગી હૈ મોહે, લબ્ધિસૂરિ ગુણ ગઇયાં, જય જગ દીવો....રે જિનજી.

---

## મહાવીરસ્વામી સ્તવન.

રાગ—મેં બનકી ચીડીયાં બનકે બન બન બોલું રે.

મેં પ્રભુ ભક્તિમેં ચિત્તકો લગાકર ડોલું રે, મેં દાસ ચરણકા બનકે દિલકો ખોલું રે. (અંચલી) મેં વીર વીર ગુણ ગાવું નહીં કર્મ ફંદ વસ આવું, પ્રભુ ચિત્ત ચિત્તમેં નિત્ત વિત્ત બિન પાયે કબ હું ન છોડું ॥ લગાકર ડોલું રે૦ ॥૧॥ મેં નાથકે જ્ઞાનકો ધરકે, જીન જીન બોલું રે, મેં સુંદર ભાવકો ભજકે અંતર ખોલું રે; મેં આત્મકમલમાં ધ્યાવું, શુભલબ્ધિ

નિજ ઘટ પાવું, તુમ વ્હાલ વ્હાલ ધરૂં ખ્યાલ ખ્યાલ, બિન પાયે કબહું ન છોડું ॥ લગાકર ડોલું રે૦ ॥૨॥

## ઇડરગઢ–શાંતિજીન સ્તવન.

( રાગ–પ્રેમ કહાની સખી સોનત સુહાવે. )

શાંતિ જીણંદ મુજ ચિત્ત સોહાવે; પ્રભુ દીલાવે જ્ઞાન ખજાના; જન્મ મરણકી રીતિયાં છુડાઈ. ॥ શાંતિ૦ ॥૧॥ પ્રભુ હટાવે મોહકા ભાલા, લાખ ચોરાશીકી પીર હટાઈ. ॥ ૨ ॥ ધર્મ ભાવકી પ્રીત નિરાલી, જો દિલ લાવે અમર હો જાવે. ॥ ૩ ॥ આત્મકમલમેં ધ્યાન લગાઇ, જો ગુણ ગાવે મરણ નહિ પાવે. ॥ ૪ ॥ લબ્ધિસૂરિ નીજ જ્યોત જગાઈ, ભવ દુઃખ હરકે શિવપુર જાવે. ॥ ૫ ॥

---

## વીરમગામ—શાંતિજીણંદ સ્તવન

( રાગ—વાલમ આયે બસો મેરે મનમેં. )

પ્રભુજી આયે બસો મોરે મનમેં. રાગ ન જીનમેં દ્વેષ ન જીનમેં, તુમ વિના દેવન ઔર સુહાવે, તેરે દર્શન નયન કરત જબ, હર્ષ ભયો અતિ તનમેં પ્રભુજી૦ વીરતીયાં જાકી જગભારી, સબ જીવનકી રક્ષણ કારી, ઇસલીયે શિવપુર વસાવે. તુંહી વસા નયનમેં પ્રભુજી૦ આત્મકમલમાં હુઈ ખુમારી, મતિ ઇસસે સુધરી હમારી, વીરમગામ સૂરિલબ્ધિ ગાવે, તુંહી વસા નયનમેં પ્રભુજી૦

## શ્રી મહાવીર સ્વામી સ્તવન.

( રાગ—પૂછે મને તો હું કહું. )

મૂર્તિ દીઠી મહાવીરની, શિરતાજ હો તો આવી હો; આંખો રહી જોવા ચહી, સુખકાર હો

તો આવી હો. ॥ મૂર્તિ૦ ॥ ૧ ॥ છે આંખડી સમતા ભરી, ભવિ વૃન્દને શાતા કરી; કર્મોને એ કાપી રહી, તલવાર હો તો આવી હો ॥ મૂર્તિ૦ ॥ ૨ ॥ સુધાભર્યું જીવન ધરે, જડ રાગના વિષો હરે; ગુણ પ્રેમીની તૃષા હરે, શુભ કાંતિ હો તો આવી હો. ॥ મૂર્તિ૦ ॥ ૩ ॥ દિલવર હમને જીવાડી, અમર એ કરશે સહી; આત્મકમલ 'લબ્ધિ' તણી, પ્રેમાળ હો તો આવી હો. ॥ મૂર્તિ ॥ ૪ ॥

## શ્રી પાર્શ્વનાથ–સ્તવન.

( રાગ–જનારા જાય છે તું કાં )

જનારૂં જાય છે જીવન, જરા જિનવરને જપતો જા; હૃદયમાં રાખી જીનવરને, પુરાણા પાપ ધોતો જા. જનારૂં૦ ૧ બનેલો પાપથી ભારે, વળી પાપો કરે શીદને; સળગતી હોળી હૈયાની, અરે જાલિમ ! બુઝાતો જા. જનારૂં૦ ૨ દયાસાગર પ્રભુ પારસ,

ઉછાળે જ્ઞાનની છોળો, ઉતારી વાસના વસ્ત્રો, અરે પામર! તું ન્હાતો જા. જનારૂં૦ ૩ જિગરમાં ડંખતાં દુઃખો, થયાં પાપે પીછાનીને, જિણંદવર ધ્યાનની મસ્તી, વડે એને ઉડતો જા. જનારૂં૦ ૪ અરે! આતમ બની શાણો, બતાવી શાણપણ ત્હારૂં, હઠાવી જૂઠી જગમાયા, ચેતન જ્યોતિ જગાતો જા. જનારૂં૦ ૫ ખીલ્યાં જે ફુલડાં આજે, જરૂર તે કાલે કરમાશે, અખંડ આત્મકમલ-લબ્ધિ, તણી લય દિલ લગાતો જા. જનારૂં૦ ૬

## મહાવીર જીન-સ્તવન.

( રાગ સર ફરોશીકી તમન્ના. )

આહા કેવું ભાગ્ય જાગ્યું, વીરનાં ચરણો મળ્યાં, રોગ શોક દારિદ્રય સઘળાં, જેહથી દૂરે ટળ્યાં ॥ આહા૦ ॥ ૧ ॥ ફેરો ફર્યો છે દુર્ગતિનો, શુભ ગતિ તરફેણમાં; અલ્પકાળે મોક્ષ પામી, વિચરશું

આનંદમાં. ॥ આહા૦ ॥ ૨ ॥ જેમના તપનો ન મહિમા, કરી શકે *શક્રેશ ભી; તેમને હું સ્તવું શું બાલક, શક્તિનો જ્યાં લેશ નહિ. ॥ આહા૦ ॥૩॥ કામધેનુ કામ કુંભ, ચિંતામણી તું મિલ્યો; આજ મારે આંગણે, શ્રી વીર કલ્પતરૂ ફલ્યો ॥આહા૦॥ ॥૪॥ 'લબ્ધિ'ના ભંડાર વ્હાલા, વીર વીર જપતાં થયા; ગૌતમ શ્રી મોક્ષધામી, એ પ્રભુની ખરી દયા. ॥ આહા૦ ॥ ૫ ॥

## શ્રી મહાવીર જીન-સ્તવન

( રાગ—મથુરામાં ખેલ ખેલી આવ્યા )

વીર તારૂં નામ વ્હાલું લાગે હો સ્વામ. શિવ સુખદાયા. ( અંચલી. ) ક્ષત્રિયકુળમાં જન્મ્યા જિણું-દજી, દિગ્ કુમરી હુલરાયા હો સ્વામ, ॥ શિવ૦ ॥૧॥

---

* શક્ર, ઈંદ્ર.

માથાનાં મુગટ છો આંખોના તારા; જન્મથી મેરૂ કંપાયા હો સ્વામ. ॥ શિવ૦ ॥ મિત્રોની સાથે રમત રમતાં, દેવ ભુજંગ રૂપ ઠાયા હો સ્વામ ॥ શિવ૦ ॥ ૩ ॥ નિર્ભય નાથે ભુજંગ ફેંકી, આમલ ક્રીડાને સોહાયા, હો સ્વામ, ॥ શિવ૦ ॥૪॥ મહાવીર નામ દેવનાથે ત્યાં દીધું, પંડિત વિસ્મય પામ્યા, હો સ્વામ. ॥ શિવ૦ ॥ ૫ ॥ ચારિત્ર લઈ પ્રભુ કર્મો હટાઇ, કેવલ જ્ઞાન પ્રગટાયા, હો સ્વામ. ॥ શિવ૦ ॥ ૬ ॥ હિંસા, મૃષા ચોરી મૈથુન વારી, પરિગ્રહ બુરા બતાયા હો સ્વામ. ॥ શિવ૦ ॥ ૭ ॥ આત્મકમલમાં શૈલીશી સાધી, શિવ "લબ્ધિ" ઉપાયા હો સ્વામ. ॥ શિવ૦ ॥ ૮ ॥

છાણીમંડન

# શ્રી શાંતિજિન સ્તવન

(રાગ ઝટ જાઓ ચંદનહાર લાવો.)

ભવિ ભાવે દેરાસર આવો, જિણંદવર જય બોલો; પછી પૂજન કરી શુભ ભાવે, હૃદય પટ ખોલોને. (અંચલી)

સાખી—

શિવપુર જિનથી માગજો, માગી ભવનો અંત,
લાખ ચોરાશી વારવા, ક્યારે થઇશું અમે પ્રભુ સંત
ભવિ એમ બોલોને. ॥ ભવિ૦ ॥ ૨ ॥

સાખી—

મોંઘી માનવ જીંદગી, મોંઘો પ્રભુનો જાપ,
જપી ચિત્તથી દૂર કરો, તમે કોટી જનમના પાપ.
હૃદયપટ ખોલોને. ભવિ૦ ॥ ૨ ॥

**સાખી—**

તું છે મારો સાહિબો, ને હું છું તારો દાસ,
દીનાનાથ મુજ પાપીને, પ્રભુ આપોને શિવપુર વાસ.
હૃદયપટ ખોલોને. ॥ ભવિ૦ ॥ ૩ ॥

**સાખી—**

"છાણિ" ગામનો રાજીયો, નામે શાંતિ જિણંદ,
આત્મકમલમાં ધ્યાવતાં, શુદ્ધ મલે "લબ્ધિ"નો વૃંદ;
હૃદયપટ ખોલોને. ॥ ભવિ૦ ॥ ૪ ॥

## શ્રી સિદ્ધગિરિમંડન

## આદિજીન સ્તવન.

( રાગ–કાલી કમલી વાલે તુંમપે લાખો સલામ )

સિદ્ધાચલના વાસી જીનને ક્રોડો પ્રણામ. (અંચલી.) આદિ જિનવર સુખકર સ્વામી, તુમ દર્શનથી શિવપદ ધામી; થયા છે અસંખ્ય, જીનને

ક્રોડો પ્રણામ. ॥ સિદ્ધા૦ ॥ ૧ ॥ વિમલગિરિના દર્શન કરતાં, ભવોભવના તમ-તિમિર હરતાં, આનંદ અપાર, જીનને ક્રોડો પ્રણામ. ॥ સિદ્ધા૦ ॥૨॥ હું પાપી છું નીચ ગતિગામી, કંચનગિરિનું શરણું પામી; તરશું જરૂર, જીનને ક્રોડો પ્રણામ. ॥સિદ્ધા૦॥ ૩ ॥ અણધાર્યા આ સમયમાં દર્શન, કરતાં હૃદય થયું અતિ પરસન; જીવન ઉજ્વલ, જીનને ક્રોડો પ્રણામ. ॥ સિદ્ધા૦ ॥ ૪ ॥ ગોડી પાર્શ્વ જીનેશ્વર કેરી, કરણ પ્રતિષ્ઠા વિનતિ ઘણેરી; દર્શન પામ્યો માની, જીનને ક્રોડો પ્રણામ. ॥ સિદ્ધા૦ ॥ ૫ ॥ સંવત ઓગણીશ નેવું વર્ષે, શુદ પંચમી કર્યાં દર્શન હર્ષે; મલ્યો જ્યેષ્ટ શુભ માસ, જીનને ક્રોડો પ્રણામ. ॥ સિદ્ધા૦ ॥ ૫ ॥ આત્મકમલમાં સિદ્ધગિરિ ધ્યાને, જીવન ભળશે કેવળજ્ઞાને; "લબ્ધિસૂરિ" શિવધામ, જીનને ક્રોડો પ્રણામ. ॥ સિદ્ધા૦ ॥ ૬ ॥

## પ્રભુ આંગી વખતે ગાવાનું સ્તવન.

કેવો સુંદર લાગે છે મારા પ્રભુજીનો દેદાર. ઝગમગ ઝગમગ અંગીયાં સોહે, જ્યોતિ હૈ અપરંપાર. કેવો૦ મસ્તકે મુગટ કાનમેં કુંડલ, દીપે અતિ મનોહાર. કેવો૦ બાંહે બંધ બાજુ બેરખાં સોહે, મોહે છે સુરનરનાર. કેવો૦ ત્રણ ગઢ ઉપર પ્રભુ બિરાજે, ભાવિક ઉદ્ધારન હાર. કેવો૦ આત્મકમલમાં લબ્ધિ આપો, કરો જયંત ઉદ્ધાર. કેવો૦

## શ્રી પુંડરીક સ્વામીનું સ્તવન.

( રાગ—મન લાગ્યું મારૂં લાગ્યું પ્રભુ તારા ધ્યાનમાં )

દિલ ચાહે દિલ ચાહે, પ્રભુ, તારી સેવના; પ્રભુ તારી સેવના, ગમે મોહી ટેવના. ાા દિલ ચાહે ાા૧ાા ધ્યાન તે તારૂં મન છે તારૂં, તારી કામના; ગણધર મુનિવર ગુણીવર ધ્યાતા, તારા નામકા. ાા દિલ ચાહે

॥૨॥ તું મુજ પ્યારા, દિલ વસનારા, આઠો યામના; પાંચ ક્રોડ સહુવાસી થયા છો, સિદ્ધિ ધામના. ॥ દિલ-ચાહે૦ ॥૩॥ પુંડરીક સ્વામી ગુણગણ ગામી, પુરો કામના; પુંડરીકગિરિ એ નામ પ્રકાશક તારી નામના. ॥ દિલ ચાહે૦ ॥ ૪ ॥ આત્મકમલમાં પ્રભુ ધ્યાનથી, ધારૂં વાસના; લબ્ધિસૂરિ મુજ ફેરા ટાળો, ભવોભવ પાસના. ॥ દિલ ચાહે૦ ॥ ૫ ॥

## શ્રી સુમતિજીન સ્તવન.

( રાગ—મેરે મૌલા બુલાવો...... )

તારૂં ધ્યાન કરે મસ્તાન મને, મારૂ દીલ ચહે રહું તુજ કને; સંસારના જે મૂળ રૂપે તેં કષાયો કેળવ્યા, દુઃખના જે ડુંગરો, તે પાપથી મેં મેળવ્યા, હું રખડી રહ્યો છું ભવરૂપ વને ॥ તારૂં૦ ॥ મારા જેવા દુર્ભાગીને, તારા વિના શરણું નહીં, જીનરાજનું એ રાજ છોડી, ક્યાં બીજે કહેવું જઈ, રોકો

કર્મે પ્રભુ, જે મને નિત્ય હણે ॥ તારૂં૦ ॥ નારકી મેં કદી, હા ઘોર દુઃખો છે સહ્યાં, અનંત દુઃખ નિગોદનાં, તે પ્રભુ મેં બહુ લહ્યાં, આપો રાહ જીવન સુખકાર બને ॥ તારૂં૦ ॥ દેવલોકે દુઃખીયો, દુઃખી પશુ જીવન ધરી, માનવ જીવન ધરી, માનવ જીવન પણ દુઃખમાં, વિણ ધર્મ હા એળે કરી, મને દીનને જોડો જીન ધર્મમાં ॥ તારૂં૦ ॥ આપો ગતી મુજ પંચમી, પ્રભુ શિરતાજ છો, આતમ–કમલ વિકાશી, જહાજ શ્રી જીનરાજ છો; નથી આશ બાંધી મેં પ્રભુ અન્ય કને ॥ તારૂં૦ ॥

## ગિરનાર–નેમિજિન સ્તવન.

( રાગ–કાલી કમલી વાલે )

રૈવતગિરિના વાસી, જીનને ક્રોડો પ્રણામ. નેમિ જીનેશ્વર આનંદ દાઈ, નેમિ ભેટણ શીહોર શહેરથી સંઘ લેવાઈ; દર્શન કરવા કાજ જીનને ક્રોડો પ્રણામ.

॥ રૈવ૦ ॥ સંવત ઓગણીસ એકાણું વર્ષે, પોષ વદી તેરશના દિવસે; ભેટયા નેમિકુમાર, જીનને ક્રોડો પ્રણામ. ॥ રૈવ૦ ॥ આત્મ કમલમાં જીનવર સેવા; આપે મીઠા મુક્તિ મેવા, લબ્ધિ વરે શિવનાર, જીનને ક્રોડો પ્રણામ. ॥ રૈવ૦ ॥

# ભાગ ૪ થો.

( રાગ—નદી કિનારે ભૈરૂં આયો )

જ્ઞાન વાહન પર ચઢ કર આવો,
અધ્યાતમ દિલ ધ્યાવો;
જીનકા પલ પલ ધ્યાન ધરીને,
નિજ કરમકો કટાવો—જ્ઞાન૦ (૧)
તુમ બન જાવો આતમ રાજા,
સુમતિ બનું મેં રાની;
એક મેક હો ચેતન હમ તુમ,
શિવપુર માર્ગ સોહાવો—જ્ઞાન૦ (૨)

કેવલજ્ઞાનકા ભાવ જગા કર,
ભવ વનકો હી દહાવો;
આત્મ-કમલકો ખૂબ ખિલાકર;
લબ્ધિસૂરિ સુખ પાવો-જ્ઞાન૦ (૩)

## શ્રી ચંદ્રાનન જીન સ્તવન.

( પૂજારી મોરે મંદિરમેં આઓ )

પ્રભુજી મન મંદિરમેં આવો,
જ્ઞાનનકી સુરીતા સરિતામેં આ કર દિલકો બહાવો.
પ્રભુજી૦
તેરે આગે મૈં કરૂં પ્રાર્થના, ભવ દુઃખકો દહલાવો;
કર્મકો વારો ભવિજનકે તુમ, શિવ કે સુખ દિલાવો.
પ્રભુજી૦ (૧)
દિલહમ ઉઠ રહ્યો કયોં પ્રભુજી, એ બાતન સમજાવો;
જયું મન ઠામ એ આવે જીનજી, એ મુજ માર્ગ બતાવો.
પ્રભુજી૦ (૨)

'શ્રી ચંદ્રાનન' ચંદ્ર જ્યું શીતળ, શીતળતા ઉપજાવો;
આત્મ-કમલમેં દર્શન પ્યાલી, લબ્ધિસુરિકો પીલાવો.
પ્રભુજી૦ (૩)

## શ્રી સામાન્ય જીન સ્તવન.

( રાગ—એક બંગલા બને ન્યારા )

એક ધ્યાન પ્રભુ તારા,
બને મનવા જીસસેં સારા (અંચલી૦)
હોનેકો રંગલા, કર્મોના ભંગલા.
શુદ્ધ ધર્મોકે દ્વારા,
શિવમંદિર પ્યારા પ્યારા. —એક૦ (૧)
દાતના ઉંચા રંગલા હોવે; માનું આતમ પ્યારા;
ધ્યાનકો ધરકે, જ્ઞાન—વાહન પર,
ફુલે ફાલે ચિત્ત હમારા. —એક૦ (૨)
મંડાણ હો ગુણોકા, આતમમેં પ્યારા;
ધ્યાન દિલકો ભરકે જીનકો,
લબ્ધિ મેં સુખપાઇ. —એક૦ (૩)

# શ્રી જીન સ્તવન.

(રાગ–લેલો લેલો, લેલો કોઈ ગજરા લેલો.)

ગાલો ગાલો. ગાલો....ગુણી ગુણકો ગાલો૦
શ્રી જીનવરકી મ્હેર મિલાઈ,
પાઈ આનંદ કેરી છાયા. ગાલો૦ (૧)
લાઇ રંગકા રેલા, બનો પ્રભુકા ચેલા,
એ દુનિયા દિવાની, જાણી જગકો ફાની, ગાલો૦ (૨)
શ્રી પ્રભુમેં દિલ ડાલી,
ચિત્ત ભાવોકી લાલી. ગાલો૦ (૩)
જ્ઞાન ગુણાલી ધ્યાન ગુલાલી;
કર્મ રૂઠે હૈ મુજ કે. ગાલો૦ (૪)
એ તાજા ધ્યાન જીનેશ્વરકા,
એ શરણુ લેના શ્રી જીનજીકા. ગાલો૦ (૫)
એ સુઝ ગઇ હો અન્તરકી,
તો પાવે આત્મ–કમલ લબ્ધિ. ગાલો૦ (૬)

# શ્રી જીનપદ.

રાગ–નટ બહાર ત્રીતાલ,

(બન બન બન, મોહન આયે..)

[ સ્થાઈ ]

જીન જીન જીન, સોહન ગાયે,
તોરે નામકી ઝુન લગાઇ;
ખુબ સુહાઇ, સુગુણ તારે–જીન૦ ૧

અંતરા—

હમરી લ્હેર કર મ્હેર કરત પ્રભુ,
શિર ઝુકાઈ મોરી માન તુમારે દ્વારે–જીન૦ ૨
આત્મ–કમલ પ્રભુ લબ્ધિ ઝુલાવે,
નાથ વસાવો સુખકર કિનારે પ્યારે–જીન૦ ૩

---

# મહાવીર સ્વામી સ્તવન.

( રાગ–રાત આઇ હૈ નયા રંગ જમાનેકે લીયે. )

યહાં આતે હે પ્રભુ, ધર્મ બતાનેકે લિયે;
જ્ઞાન દેતે હે પ્રભુ, મોહ હટાનેકે લિયે. (અંચલી)
દિલ રાજી હુઆ હૈ, પ્રભુજીકી સુનકે દુઆ;
અખીયામેં વિચરે, શાંતિ જગાનેકે લિયે. યહાં૦ ૧
કૈસી અજબ હૈ સુરત, ખીંચે હૈ દિલકો ઔહર;
ખૂબી ક્યા હૈ હી તેરી માયા મિટાનેકે લિયે. યહાં૦ ૨
જહાં જાતે હેં પ્રભુ, લોક યું ફરમાતે હૈ;
'પ્રભુ મહાવીર આયે, કર્મ ઉડાનેકે લિયે. યહાં ૩
સિદ્ધારથ કે દુલારા, ભવિકો એ ભાતા હૈ;
કરો ખીજમત પ્રભુકી, મુક્તિ મિલાનેકે લિયે. યહાં૦ ૪
આત્મ–કમલમેં સ્વામી, તુમહી બિરાજ રહો !
**લબ્ધિસૂરિ**કી ભવ, ભ્રાંતિ ઉડાનેકે લિયે. યહાં ૫

---

## સામાન્ય જીન સ્તવન.

( રાગ—ક્યા કારણુ હૈ અબ રોનેકા. )

તેરે સેવા હમ કરનેકા,
આતમ મેં અબ હુવા ઉજિયાલા;
પાયા દર્શન શ્રી જીનવરકા,
ગયા અંધેરા સભી જનમકા. તેરી સેવા૦ (૧)
કર્મ છાયે પ્રભુ ઘનઘો....૨,
ચૂરણુ દર્શ સમીર નીકલા;
ક્ષિણુમેં એ ઊડ જાવે. તેરી સેવા (૨)
તું ગુણુ ઘણુ ઘન મો....૨,
પૂરણુ ધમ તિમિર વિકલા;
વ્યાપ રહા મેરે તનમનમેં. તેરી સેવા૦ (૩)
આતમ–કમલ ભયો અબ લો....૨,
દેદો નાથ મુજ લબ્ધિ સકલા;
તેરા શરણુ હૈ, સચ્ચા જગમેં. તેરી સેવા૦ (૪)

# વેજલપુર (ભરૂચ) મંડન
# શ્રી શાંતિજીન–સ્તવન.

( રાગ–વિદાય વાલમ તમારી લેતાં. )

શાંતિ સુરત તમારી જોતાં,
  શિર ઝુકે મુજ લળી લળીને;
  વેજલપુરમાં આજ નિહાળી,
  હૈડું હરખે હળી હળીને—શાંતિ૦ (૧)
તેજ સરોવર મુખ પર દીઠાં,
  લાગે ભવીના હૃદયમાં મીઠાં;
દર્શન અમૃત પીધું સુખેથી,
  નયન કટોરા ભરી ભરીને—શાંતિ૦ (૨)
અમોને આશા પ્રભુ તમારી,
  તમો વિના દુર્દશા અમારી,
મહેર કરો પ્રભુ હવે અમો પર,
  મોહ દહે મુજ છળી છળીને—શાંતિ૦ (૩)

વિશ્વસેન અચિરાજીકે નંદન,
તોડો હમારા કર્મોકા કંદન;
આત્મિક આનંદ લહું અનંતો,
કતલ કર્મોની કરી કરીને—શાંતિ૦ (૪)
આત્મ-કમલમાં લબ્ધિ લેવા,
પ્રેમે કરૂં જીન ચરણોની સેવા;
સેવાના મીઠા મેવાને પામી,
મુક્તિ ચહું કર્મ હરી હરીને—શાંતિ૦ (૫)

## ખંભાતબંદર
## સ્થંભન પાર્શ્વજીન સ્તવન.

( રાગ–નાગરવેલીઓ રોપાવ. )

પ્રેમ ધર્મનો જગાવ, તારા શુદ્ધ ચિત્તમાં,
પ્રભુ પાર્શ્વજી વસાવ; તારા શુદ્ધ ચિત્તોમાં. (૧)
થંભણ પાર્શ્વનાથજી પ્યારા, છે રાગદ્વેષથી ન્યારા;
તારા કર્મને હટાવ, જાઇ શિવમહેલોમાં (૨)

જીવ ચાર ગતિમાં રૂલ્યો,
જો ધર્મ ભાવના ભૂલ્યો;
સુંદર ભાવના જગાવ, તારા શુદ્ધ ચિત્તોમાં. (૩)
જીવ પુણ્ય ઉદય અહીં આવ્યો,
વળી મિથ્યા ભાવ વમાવ્યો;
જીનરાજ ધર્મ સુહાયો, તારા શુદ્ધ ચિત્તોમાં. (૪)
રહો નિત્ય નામ જીન રટતા,
હટશે હૃદયની જડતા;
સુખ જામશે અનુપમ, તારા શુદ્ધ ચિત્તોમાં. (૫)
નિજ ચિત્ત ઠામ જો આવે,
"લબ્ધિ" આત્મ-કમલમાં જાગે;
ગુણ ગણો અતિ ઉભરાશે, તારા શુદ્ધ ચિત્તોમાં. (૬)

## શ્રી શીતળનાથ સ્તવન.

( રાગ—સાજન સુન સુપનેકી બાત. )

**શ્રી** શીતળ ઝાલો હમ હાથ,
જીનજી.... .... .... હો શ્રી શીતળ૦

જિમ જિમ તુમ નામ દિલોમેં,
લાવે જીન આનંદ બરસાદ. જીનજી૦ (૧)
મોરે સ્વામી, રસીલી તોરી પામી, મૂરતિ ગુણધામી,
આજ તો નાથ ભાગ્યે મિલી. જીનજી૦ (૨)
દિલ મિલાકર, જ્ઞાન દિલાકર, દેદો ધર્મકી રીત;
આજુબાજુ પર સુપાર્શ્વ સોહે, વાસુપૂજ્ય જીણંદ.
જીનજી૦ (૪)
કેસર પુષ્પસે કીજે અર્ચન, કરીએ ભજન સુખકાર;
ભવિયાં પલ પલ જપો જીનરાય. :જીનજી૦ (૪)

( સાખી )

આત્મકમલ લબ્ધિ મિલે, જીન જીન જાપ સુરંગ;
શ્રી જીનભક્તિ મન ભલી, કરે અનંગનો ભંગ
ભવિયાં પાવે શિરપુર સાત. જીનજી૦ (૫)



## શ્રી સામાન્ય જીન-પદ.

( રાગ-ઉડી હવામેં જાતી હૈ. )

રુચિ પ્રભુમેં હોતી હૈં,
હોતી રુચિ એ સ્વામ;
આવો પ્રભુજી દિલમેં મેરે;
નાસે કરમ નમ અઠા-રુચિ૦ (૧)
પ્રભુકી સંગત રંગત લાવે,
શિવપુરસે મિલતી મતિયાં;
આત્મ-કમલમેં **લબ્ધિ** લાવે,
ચાહું શ્રી જીનરાજ-રુચિ૦ (૨)

## શ્રી મુનિસુવ્રતજીન સ્તવન.

( રાગ-સણા કાંટા વાગ્યા રે મારે કાળજે. )

પ્રભુ મુનિસુવ્રત સ્વામી વિનવું,
ભવ અટવીમાં જીવલડો ગભરાય રે.
પ્રભુ મુનિસુવ્રત૦ (૧)
પ્રભુ નારકીનાં દુઃખ બહુ સાંભરે,
ત્યાં તો મને પરમધામી, દેખી દુઃખ થાય રે.
પ્રભુ મુનિસુવ્રત૦ (૨)

ભાગ્યે હું ત્યાંથી બહાર આવીયો,
તોય દુઃખ પશુ ગતિમાં, મનુષ્યમાં પણ થાય રે.
પ્રભુ મુનિસુવ્રત૦ (૩)
પ્રભુ દેવગતિમાં દુઃખ દાખવ્યા,
મહાભાગ્યે મનુષ્ય થઇને, પામ્યો પ્રભુ પાય રે.
પ્રભુ મુનિસુવ્રત૦ (૪)
દર્શન તારૂં મલ્યું છે ભાગ્યથી,
પાટણ શહેરમાં આત્મ-કમલે 'લબ્ધિ' ગુણ-ગાયરે.
પ્રભુ મુનિસુવ્રત૦ (૫)

# ભાગ ૫ મો.

## શ્રી અક્ષયનિધિ તપનું સ્તવન.

( રાગ-પદમ પ્રાણસે પ્યારા. )

અક્ષયનિધિશ્રેષ્ઠ તપ પ્યારા,
સેવો વધે ભાવની ધારા. (અંચલી)

પર્યુષણ પર્વ સુખકારા,
અક્ષયનિધિ તપના દ્વારા.
આરાધો ભાવે શિવકારા,
દેખાડે મોક્ષના દ્વારા. અક્ષય૦ ૧
શ્રાવણ વદિ ચોથથી જાણો,
સંવત્સરી કાલ પરિમાણો;
પરમપદ અક્ષય ધારા,
મળે શિવ લક્ષ્મી સુખભારા. અક્ષય૦ ૨
પૂજા વર જ્ઞાનની કીજે,
શ્રુત કાઉસ્સગ્ગ ચિત્ત દીજે;
રચો કુંભ શક્તિ અનુસારા,
કરો સ્વસ્તિક મનોહારા. અક્ષય૦ ૩
નમો નાણસ્સનુ ગણણું,
ગણો ભવિ ? દો સહસ વારા;
વર્ષ એમ ચાર તક કરજો.
થવા ભવિ ભવથકી પારા. અક્ષય૦ ૪

કરમ બંધ જેહ મત્સરથી;
થયો તે જાશે તે તપથી;
કરી મહોચ્છવ અતિ સારા,
પારણુ દિન ઉજવો પ્યારા. અક્ષય૦ ૫
આતમ–કમલ હિતકારા,
તપોએ તપ કરમ વારા;
નિધિ નવ લબ્ધિ આધારા,
થશે જીવ કર્મથી ન્યારા. અક્ષય૦ ૬

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન.

રાગ–દુર્ગાત્રિતાલ ( મન મોહન મોરલી વાલે )

સ્થાઈ—

અદ્ભુત અતિશય વાલા,
અતિશય વાલા દેવ નિરાલા અદ્૦

અંતરા—

ગુણીજન તોરા ગાન કરત હૈ,
નિશદિન દિલમેં ધ્યાન ધરત હૈં;

શિવપુર સુખડાં વોહી લહત હૈ,
કુની યારે ગળે ગુણ માલા. અ૦
અજરામર પદ વોહી વરત હૈ.
જીન જીન નિજ મુજ જાપ જપત હૈ;
કર્મ સકલકો સોહી ખપત હૈ,
સ્તવો પાર્શ્વપ્રભુ સુખશાલા. અ૦
શ્રી શંખેશ્વર દર્શ કરત હૈ,
દર્શન જ્ઞાન ચરિત્ર લહત હૈ;
આત્મકમલમેં ગુણકો ભરત હૈ,
લબ્ધિસૂરિ હરે ભવજાલા. અ૦

## ૬ ( પ્રાર્થના. )

॥ સંપૂર્ણું જગતમાં ઇશ્વર એકજ—એ રાગ. ॥

સંપૂર્ણ જગતમાં એક તું મહાવીર, ઈતર સર્વ અધુરા;
વીતરાગ સુજ્ઞાની આપજ છો, અવગુણ અજ્ઞાની અધુરા—સંપૂર્ણ

— અંતરા —

કોઇના જીવનમાં દ્વેષ દીઠા, (૨) કોઈમાં મિથ્યાભિમાન—,,

કોઈ ધનઘેલા કોઈ મનમેલા, કોઈ તનઘેલા કોઇ વિષઘેલા;
કોઇને પ્યારાં છે માન,–પુરણ સર્વે પ્રભુ આપજ છો;
ચંદુ અમ જ્ઞાન અધુરાં—સંપૂર્ણં

---

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

( મીઠા લાગ્યા તે મને આજના ઉજાગરા.–એ રાગ )

દેખી શ્રી પાર્શ્વતણી મૂરતિ અલબેલડી,
ઉજ્જવળ ભયો અવતારરે. મોક્ષગામી ભવથી ઉગારજો.
( શિવધામી )

મસ્તકે મુગટ સોહે, કાને કુંડલીઆ
ગળે મોતનકા હાર રે....મોક્ષગામી ભવથી ઉગારજો.
( શિવધામી )

પગલે પગલે એના ગુણો સંભારતો
અંતરમાં વિસરે ઉચાટ રે મોક્ષગામી ભવથી ઉગારજો.
( શિવધામી )

આપના તે દર્શને આત્મા જગાડયો,

જ્ઞાન દિપક પ્રગટાવ રે....મોક્ષગામી ભવથી ઉગારજો.
( શિવધામી )
આત્મા અનંતા પ્રભુ આપે ઉગાર્યા,
તારો સેવકને ભવપાર રે....મોક્ષગામી ભવથી ઉગારજો.
( શિવધામી )

---

## શ્રી નેમનાથનું સ્તવન.

લેશો નિસાસા પરણેતરના થાશું સુખી શીપેર.
પરણી થાશું દુઃખી.

પરણ્યા વિના સ્વામી ન જાઓ,
રાજુલ વિનવે નેમ .... પીયુજી પાછા વળો.
( નેમજી પાછા વળો. )
રડતી મુકી રીસાઈ ચાલ્યા,
તોરણીએથી કેમ .... પીયુજી પાછા વળો.
નેમજી કહેછે રાજુલ સુણજો,
નથી તુમારો વાંક .... પીયુજી પાછા વળો.
( નેમજી પાછા વળો. )

કુંવારા વિયોગ કર્મે લખાયો,
છુટે ન પડીયા ટાંક .... ( રાજુલ ધૈર્યધરો )
મુજને પરણી સ્વામી માંગો તો
આપું પિતાનું રાજ્ય .... ( પિયુજી પાછા વળો )
( નેમજી પાછા વળો )
માલ મિલ્કત આપના ચરણે
જીવન તમાંરે કાજ .... ( પિયુજી પાછા વળો )
( નેમજી પાછા વળો )
નેમજી ભાખે અબળા ન પરણું
સંયમ લઇશું આજ .... ( રાજુલ ધૈર્યધરો )
આત્મસિદ્ધિથી અમે ભોગવશું
ત્રણ ભુવનનું રાજ્ય .... ( રાજુલ ધૈર્યધરો )
આઠે ભવે તમે રાખી છે પ્રિતડી
નવમે તજો ન પ્રાણ .... ( પિયુજી પાછા વળો )
( નેમજી પાછા વળો )

સ્વામીજી થઈને સુખ ભોગવીયા,
અનુભવથી નિધાન .... ( પિયુજી પાછા વળો )
( નેમજી પાછા વળો )
આઠે ભવોની પ્રીતડી સાચી
નવમે પુરૂં હું કોડ .... ( પિયુજી પાછા વળો )
( નેમજી પાછા વળો )
સંયમ લઇને સાથે વિચરીએ
પામીશું સુખ અજોડ .... ( રાજુલ ધૈર્ય ધરો

---

## ૧૦ સમૂહ ગીત.

( રાગ ભૈરવી—જાગો જાગો એ મેરે સાધુ )

આવો આવો હે વીરસ્વામી, મારા અંતરમાં;
મારા અંતરમાં પધારો. મારા અંતરમાં....આવો૦
માન મોહ માયા મમતાનો, મમ અંતરમાં વાસ;
જબ તુમ આવો ત્રિશલાનંદન, પ્રગટે જ્ઞાન પ્રકાશ.... ,,

આત્મ ચંદનપર કર્મ સર્પનું. નાથ અતિશય જોર;
દૂર કરવાને તે દુષ્ટોને, આપ પધારો મોર.... ,,
માયા આ સંસારતણી, બહુ વરતાવે કેર;
શ્યામ જીવનમાં આપ પધારો, થાયે લીલા લહેર.... ,,

ભક્ત આપના શેઠ સુદર્શન, ચઢ્યા શૂળીએ સાચ;
આપ કૃપાએ થયું સિંહાસન, બન્યા દેવના તાજ.... ,,

ચંદનબાલાને બારણે આવ્યા, અભિગ્રહ પૂરણ કાજ;
હરખિત ચંદનબાલા નિરખી, પાછા વળ્યા ભગવાન;.... ,,
રડતી ચંદનબાલા બોલે, ક્ષમા કરો ભગવાન;
કૃપા કરો મુજ રંકજ ઉપરે, લ્યો બાકુલા આજ.... ,,

બારે વ્રતમાં એક નહીં વ્રત, છતાં થશે ભગવાન;
શ્રેણીક ભક્તિ જાણી પ્રભુએ, કીધા આપ સમાન.... ,,

---

# શ્રી મહાવીર જિન સ્તવન.

( રાગ—મારી આંખલડીના ચાવ, કરતી હસી હસીને )

મહાવીર દરશન કેરા લાભ, લેજો હરખી હરખીને
પ્રભુના અંતરમાં સમભાવ, ભરજો હરખી હરખીને—મ૦
પ્રભુના મધુરા મધુરા ગાન, પ્રીતે સુની સુનીને
સુણતા ભવના દુખડા જાય, પ્રીતે નમી નમીને—મ૦

## અંતરો.

એ ભવીયા ભાવે ભજીને પામે છે મોક્ષનું ધામ
એ દીવ્ય મૂર્તિ શ્રીજીનવર કેરી, ઉતારે ભવપાર
જીવનમાં એક છે આધાર, પ્રીતે હરખી હરખીને
તારી મૂરતિ છે મનોહાર, પ્રીતે નમી નમીને
પ્રેમે **જૈન ટોળી** ગુણ ગાય, પ્રીતે નમી નમીને—મહાવીર

---

## શ્રી મહાવીર જિનપદ.

( ફાવે તે રાગમાં–પ્રભુનો પ્રેમ ત્યાં હોજો )

પ્રભુનું ધ્યાન ત્યાં હોજો, શિરે ફરમાન ત્યાં હોજો
તમારી શિવ ભૂમિ જ્યાં અમારો વાસ ત્યાં હોજો–પ્ર૦
નહી રાગી નિરાગી છો, નથી દ્વેષી ખુબી જિનની
રહીશું ત્યાં સેવીશું ત્યાં, જીવન ઉપહાર ત્યાં હોજો–પ્ર૦
ફર્યાં શ્રીવીરના ચરણો, થતી જ્યાં ધ્યાનની કેલી
જનમ એ ધામમાં મારો, દયાના નાથ ત્યાં હોજો–પ્ર૦
અનંત સુખ જ્યાં ભરીયું; ખુબી એ પુણ્ય ભૂમીની
મોહન એ ધામ દિખાડો સુયશ સુખકાર ત્યાં હોજો–પ્ર૦

---

## સામાન્ય જિન સ્તવન.

( રાગ–આ તો લાખેણી લગ્ગન કહેવાય )

આ તો લાખેણી આંગી કહેવાય, શોભે જીનવરજી.
શુદ્ધ કેશર કસ્તુરી મ્હેકાય, શોભે જીનવરજી.

પાંખો પ્રસરેલી તે સુંદર સોહાય, શોભે જીનવરજી.
ભાવ અંતરના દર્શનથી નીરમળ રહે,
મૂર્તિ દેખીને અંતર પટ ભક્તિ વહે,
જાણે જ્યોતિમાં જ્યોતિ મીલાય, શોભે જીનવરજી.
જ્ઞાન ઉપજે છે ભક્તિની ઓથે રહી,
જ્યોતિ પ્રગટે છે આત્માની શક્તિ ગ્રહી,
ચંદુ વિનંતિ ધ્યાને લેવાય, શોભે જીનવરજી.

---

## શ્રી સિદ્ધગિરિમંડન
## આદિજીન સ્તવન

( રાગ—કાલી કમલી વાલે તુમપેં લાખ્ખો સલામ )

સિદ્ધાચલના વાસી જીનને ક્રોડો પ્રણામ.
( અંજલી. ) આદિ જિનવર સુખકર સ્વામી, તુમ દર્શનથી શિવપદ ધામી; થયા છે અસંખ્ય, જીનને ક્રોડો પ્રણામ. ॥ સિદ્ધા૦ ॥ ૧ ॥ વિમલગિરિના

દર્શન કરતાં, ભવોભવના તમ-તિમિર હરતા; આનંદ અપાર, જીનને કોડો પ્રણામ. ॥ સિદ્ધા૦ ॥૨॥ હું પાપી છું નીચ ગતિગામી, કંચનગિરિનું શરણું પામી; તરશું જરૂર, જીનને કોડો પ્રણામ. ॥સિદ્ધા૦॥ ૩ ॥ અણધાર્યા આ સમયમાં દર્શન, કરતાં હૃદય થયું અતિ પરસન; જીવન ઉજ્વલ જીનને કોડો પ્રણામ. ॥ સિદ્ધા૦ ॥ ૪ ॥ ગોડી પાર્શ્વ જીનેશ્વર કેરી, કરણ પ્રતિષ્ટા વિનતિ ઘણેરી; દર્શન પામ્યો માની, જીનને કોડો પ્રણામ. ॥ સિદ્ધા૦ ॥ ૫ ॥ સંવત ઓગણીશ નેવું વર્ષે, શુદ પંચમી કર્યાં દર્શન હર્ષે; મલ્યો જ્યેષ્ટ શુભ માસ, જીનને કોડો પ્રણામ ॥ સિદ્ધા૦ ॥ ૬ ॥ આત્મકમલમાં સિદ્ધગિરિ ધ્યાને, જીવન ભળશે કેવળજ્ઞાને; "લબ્ધિસૂરિ" શિવધામ, જીનને કોડો પ્રણામ. સિદ્ધા૦ ॥ ૭ ॥

---

# ભાગ ૬ ઠ્ઠો.

## સિદ્ધાચલજીનાં સ્તવનો.

### ( ૧ )

આંખડીએ રે મેં આજ શત્રુંજય દીઠો રે, સવા લાખ ટકાનો દહાડો રે લાગે મુને મીઠો રે, સફળ થયો રે મારા મનનો ઉમાયો વ્હાલા મારા ભવનો સંશય ભાગ્યો રે, નરક તિર્યંચ ગતિ દૂર નિવારી ચરણે પ્રભુજીને લાગ્યો રે શત્રુંજય દીઠો રે. ૧. માનવ ભવનો લાહો લીજે, વ્હાલા મારા દેહડી પાવન કીજે રે; સોના રૂપાને ફૂલડે વધાવી, પ્રેમે પ્રદક્ષિણા દીજે રે. શ૦ ૨. દૂધડે પખાળીને કેસર ઘોળી, વ્હાલા મારા શ્રી આદીશ્વર પુજ્યા રે; શ્રી સિદ્ધાચળ નયણે જોતાં, પાપ મેવાસી ધ્રુજ્યા રે. શ૦

૩. શ્રીમુખ સુધર્મા સુરપતિ આગે, વ્હાલા મારા વીરજીણંદ એમ બોલે રે; ત્રણ ભુવનમાં તીરથ મોટું, નહીં કોઈ શત્રુંજય તોલે રે. શ૦ ૪. ઇંદ્ર સરીખા એ તીરથની, વ્હાલા મારા ચાકરી ચિત્તમાં ચાહે રે, કાયાની તો કાસળ કાઢી, સૂરજકુંડમાં નાહે રે, શ૦ ૫. કાંકરે કાંકરે શ્રી સિદ્ધક્ષેત્રે, વ્હાલા મારા સાધુ અનંતા સીધ્યા રે, તે માટે એ તીરથ મોટું, ઉદ્ધાર અનંતા કીધા રે. શ૦ ૬. નાભિરાયા સુત નયણે જોતાં, વ્હાલા મારા મેહ અમીરસ વુઠ્યા રે; ઉદયરત્ન કહે આજ મારે પોતે, શ્રી આદીશ્વર ત્રુઠ્યા રે. શત્રુંજય દીઠો રે. ૭.

( ૨ )

મનના મનોરથ સવિ ફળ્યા એ, સિધ્યાં વંછીત કાજ, પૂજો ગિરિરાજને રે; પ્રાયે એ ગિરિ શાશ્વતો એ, ભવજળ તરવા જહાજ. પૂજો૦ ॥ ૧ ॥ મણિ

માણેક મુક્તાફળે એ, રજત કનકના ફુલ; પૂજો૦ કેસર ચંદર ઘસી ઘણાએ, બીજી વસ્તુ અમૂલ. પૂજો૦ ॥ ૨ ॥ છઠે અંગે દાખીઓ એ, આઠમે અંગે ભાખ; પૂજો૦ સ્થિરાવલી પયન્ને વરણવ્યો એ, એ આગમની શાખ, પૂજો૦ ॥ ૩ ॥ વિમળ કરે ભવિલોકને એ; તેણે વિમળાચળ જાણ, પૂજો૦ શુકરાજાથી વીસ્તર્યો એ; શત્રુંજય ગુણખાણ, પૂજો૦ ॥ ૪ ॥ પુંડરીક ગણધરથી થયો એ, પુંડરીક ગિરિ ગુણધામ, પૂજો૦ સુરનર કૃત એમ જાણીએ એ, ઉત્તમ એકવીસ નામ, પૂજો૦ ॥ ૫ ॥ એ ગિરિવરના ગુણ ઘણાએ, વાણી એ નવી કહેવાય, પૂજો૦ જાણે પણ કહી નવી શકે એ; મૂક ગુડને ન્યાય, પૂજો૦ ॥ ॥ ૬ ॥ ગિરિવર દરશન નવી કર્યો એ; તો રહ્યો ગરભાવાસ, પૂજો૦ નમન દર્શન ફરશન કર્યો એ, પૂરે મનની આશ, પૂજો૦ ॥ ૭ ॥ આજ મહોદય

મેં લહ્યો એ, પામ્યો પ્રમોદ રસાળ, પૂજો૦ મણિ ઉદ્યોત ગિરિ સેવતા એ, ઘર ઘર મંગળમાળ, પૂજો ગિરિરાજનેરે. ॥ ૮ ॥

( ૩ )

વિમળાચળ વિમળા પાણી, શીતળ તરૂ છાંય ઠરાણી, રસવેધક કંચનખાણી, કહે ઈંદ્ર સુણો ઈંદ્રાણી. સનેહી સંત એ ગિરિ સેવો. હાંરે ચૌદ ક્ષેત્રમાં તીરથ નહીં એવો. સનેહી સંત૦ ૧ ષટરી પાળી ઉલ્લસીએ, છઠ્ઠ અઠ્ઠમ કાયા કસીયે, મોહ મલ્લની સામા ધસીએ, હાંરે વિમળાચળ વેગે વસીએ. સનેહી૦ ૨ અન્ય સ્થાનક કર્મ જે કરીએ, તે હિમગિરિ હેલા હરીએ, પાછળ પ્રદક્ષિણા ફરીએ, હાંરે ભવજલથી હેલા તરીએ. સનેહી૦ ॥ ૩ ॥ શિવમંદિર ચઢવા કાજે; સોપાનની પંક્તિ બિરાજે,

ચઢતાં સમકિતી છાજે, હાંરે દૂર ભવ્ય અભવ્ય તે લાજે. સનેહી૦ ॥ ૪ ॥ પાંડવ પમુહા કેઈ સંતા; આદીશ્વર ધ્યાન ધરંતા, પરમાતમ ભાવ ભજંતા; હાંરે સિદ્ધાચળ સિધ્ધા અનંતા. સનેહી૦ ॥ ૫ ॥ હાંરે ષટ માસી ધ્યાન ધરાવે, શુકરાજા રાજ્ય નેપાવે; બહીરંતર શત્રુ હરાવે; હાંરે શત્રુંજય નામ ધરાવે. સનેહી૦ ॥ ૬ ॥ પ્રણિધાને ભજો ગિરિ જાચો, તીર્થંકર નામ નીકાચો, મોહરાયને લાગે તમાચો, હાંરે શુભવીર વિમલગિરિ સાચો. સનેહી૦ ॥ ૭ ॥

---

( ૪ )

સિદ્ધાચળ ગિરિ ભેટયા રે ધન્ય ભાગ્ય હમારાં. એ ગિરિવરનો મહિમા મોટો, કહેતાં ન આવે

પારારે; રાયણ રૂખ સમોસર્યા સ્વામી; પૂરણ નવાણું વારા રે. ધન્ય૦ ॥ ૧ ॥ મૂળ નાયક શ્રી આદિ જીનેશ્વર, ચૌમુખ પ્રતિમા ચારા, અષ્ટ દ્રવ્ય શું પૂજો ભાવે, સમક્તિ મૂળ આધારા રે. ધન૦ ॥૨॥ ભાવભક્તિ શું પ્રભુ ગુણ ગાવે, અપના જન્મ સુધારા, યાત્રા કરી ભવિજન શુભ ભાવે, નરક તિર્યંચ ગતિ વારા રે. ધન૦ ॥ ૩ ॥ દૂર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તોરા, પતિત ઉદ્ધારણ બિરૂદ તમારૂં, એ તીરથ જગ સારા રે. ધન૦ ॥૪॥ સંવત અઢાર ત્યાસી માસ આષાઢા, વદિ આઠમ ભોમવારા, પ્રભુકે ચરણ પ્રતાપકે સંઘમેં; ખીમારતન પ્રભુ પ્યારા રે. ધન ભાગ્ય હમારાં ॥ ૫ ॥

( ૫ )

મારૂં મન મોહ્યું રે શ્રી સિદ્ધાચળે રે. દેખીને હરખીત હોય. વિધિશું કીજે રે; જાત્રા એહની રે

ભવ ભવના દુઃખ જાય, મારૂં ॥ ૧ ॥ પંચમે આરે રે પાવન કારણે રે, એ સમો તીરથ ન કોઇ; મોટો મહિમારે જગમાં એહનો રે, આ ભરતે ઈહાં જોય, મારૂં ॥ ૨ ॥ ઈણુગિર આવ્યા રે, જીનવર ગણધરા રે; સિધ્યા સાધુ અનંત, કઠણ કરમ પણ એ ગિરિ ફરસતાં રે, હોવે કરમ નીશાંત, મારૂં ॥ ૩ ॥ જૈનધર્મ તે સાચો જાણીને રે, માનવ તીરથ એ સ્થંભ, સુરવર કિન્નર નૃપ વિદ્યાધરા રે; કરતા નાટારંભ, મારૂં ॥ ૪ ॥ ધન્ય ધન્ય દહાડો રે, ધન વેળા ઘડીરે, ધરીએ હૃદય મોઝાર. જ્ઞાન વિમલસૂરિ ગુણ એના ઘણા રે, કહેતાં નાવે પાર, મારૂં ॥ ૫ ॥

---

( ૬ )

શ્રી રે સિદ્ધાચળ ભેટવા, મુજ મન અધિક ઉમાયો, ઋષભજીણંદ પૂજા કરી, લીજે ભવ તણો લાહો,

શ્રીરે૦ ॥ ૧ ॥ મણીમયમૂરત શ્રીઋષભની, નીપાઈ અભિરામ, ભુવન કરાવ્યાં કનકનાં રાખ્યા ભરતે નામ, શ્રીરે૦ ॥ ૨ ॥ નેમ વિના ત્રેવીશ પ્રભુ, આવ્યા સિદ્ધક્ષેત્ર જાણી, શેત્રુંજા સમો તીરથ નહીં, બોલ્યા સીમંધર વાણી, શ્રીરે૦ ॥ ૩ ॥ પૂરવ નવાણું સમો-સર્યા, સ્વામી શ્રી ઋષભજીણંદ, રામ પાંડવ મુક્તે ગયા, પામ્યા પરમાનંદ, શ્રીરે૦ ॥ ૪ ॥ પૂરવ પુન્ય પસાયથી, પુંડરીક ગિરિ પાયો, કાન્તિવિજય હરખે કરી, શ્રી સિદ્ધાચળ ગાયો, શ્રીરે૦ ॥ ૫ ॥

( ૭ )

આજે આનંદ ભયો, શ્રી સિદ્ધાચળ નીરખી ધન્ય દીન આજનો, મારે આંગણે મોતીડે મેહ વુઠ્યા, મારે કુલદેવા આપે તુઠ્યા; હું તો રાયણ ચિંતામણી કર પાયો, આજ મારે કામ કુંભ ઘેર આયોરે, આ૦ ॥ ૧ ॥ મારે આંગણે કલ્પતરૂ ફળીઓ, મારે પુન્ય યોગ

ઊદય બળીયો; સંઘવી તે મોદી પ્રેમચંદ; સંઘ ચલાવ્યો ઉછરંગે; આ૦ ॥ ૨ ॥ જેણે લખી કંકોતરી દેશોદેશે, તમે યાત્રાએ આવજો શુભ વેશે, સહુ દેશદેશનો સંઘ આવે, એ તો પુન્ય પરીબળ ઘણું સોહાવે રે, આ૦ ॥ ૩ ॥ કોઈ વ્યવહારી ને લટકાળા, કોઈ ઉત્તમ જીવ છહરીવાળા, કોઈ શીયળવંતાને પાયે ચાલે, તો કોઈ સચિત્ત તણા વળી પરીહારારે, આ૦ ॥ ૪ ॥ વિજય ધર્મસૂરિ ને તપગચ્છ રાયા, સિદ્ધક્ષેત્રે ફરસવાને સહુ આવ્યા, ગિરિ ફરસીને આનંદ પાયા, મેં તો પૂજ્યા ઋષભજીણંદના પાયારે, આ૦ ॥ ૫ ॥ ઈણી ગિરિવરિએ અણસણ કીધાં, કોઈ ઉત્તમ જીવ સાધુ સિદ્ધા, કોઈ ઉત્તમ એ ગિરિવર રાયા, ફરશી કીજે નિર્મળ કાયા રે; આ૦ ॥ ૬ ॥ સંવત અઢાર સાડત્રીશ વરસે, ચૈતર શુદ તેરશ દિન હરખે, સંઘ ભૃગુવારે ભલો જશ લીધો, સંઘ સ્વામીવત્સલ બહુ કીધોરે, આ૦ ॥ ૭ ॥ એ તો રાજનગર

સંઘ માંહી, રથ રથ યાત્રાદિક કરે ઉછાંહી, માંહી પટંણી સંઘ સાથે આવે, ગિરિ પદ્મવિજય પુન્ય પાયે રે, આજે૦ ॥ ૮ ॥

( ૯ )

જાત્રા નવાણું કરીએ વિમળગિરિ, યાત્રા નવાણું કરીએ. પૂરવ નવાણું વાર શત્રુંજય ગિરિ, ઋષભજીણંદ સમોસરીએ, વિ૦ યા૦ ॥ ૧ ॥ કોડી સહસ ભવ પાતક તુટે, શેત્રુંજા સામા ડગ ભરીએ, વિ૦ યા૦ ॥ ૨ ॥ સાત છઠ દોય અઠમ તપસ્યા; કરી ચઢીએ ગિરિવરીએ. વિ૦ યા૦ ॥ ૩ ॥ પુંડરીક પદ જપીએ મન હરખે, અધ્યવસાય શુભ ધરીએ, વિ૦ યા૦ ॥૪॥ પાપી અભવ્ય ન નજરે દેખે, હિંસક પણ ઉદ્ધરીએ, વિ૦ યા૦ ॥ ૫ ॥ ભૂમિ સંથારો ને નારી તણો સંગ, દૂર થકી પરિહરીએ, વિ૦ યા૦ ॥ ૬ ॥ એકલ આહારી ને સચિત પરિહારી. ગુરૂ સાથે પદ ચરીએ, વિ૦ યા૦

॥ ૭ ॥ પડિક્કમણા દોય વિધિશું કરીએ, પાપપડલ પરિહરીએ, વિ૦ યા૦ ॥ ૮ ॥ કલિકાલે એ તીરથ મોટું, પ્રવહણ જેમ ભરદરીએ, વિ૦ યા૦ ॥ ૯ ॥ ઉત્તમ એ ગિરિવર સેવંતા, પદ્મ કહે ભવ તરીએ, વિમલગિરિ જાત્રા નવાણું કરીએ, ॥ ૧૦ ॥

( ૯ )

તમે તો ભલે બિરાજોજી, શ્રી સિદ્ધાચળ કે વાસી, સાહિબ ભલે, બિરાજોજી, મરૂદેવીનો નંદન રૂડો, નાભિ નરિંદ મલ્હાર; જુગલા ધર્મ નિવારણ આવ્યા પૂરવ નવાણું વાર, તમે તો૦ ॥ ૧ ॥ મૂળ-દેવને સનમુખ રાજે, પુંડરીક ગણધાર, પાંચ ક્રોડ શું ચૈત્રી પૂનમે, વરીઆ શીવ વધુ સાર, તમે તો૦ ॥ ૨ ॥ સહસકૂટ દક્ષિણ બિરાજે, જીનવર સહસ ચોવીસ, ચઉદસેં બાવન ગણધરના, પગલાં પૂજો જગીશ, તમે તો૦ ॥ ૩ ॥ પ્રભુ પગલાં રાયણ

છેઠે, પૂજી પરમાણુંદ, અષ્ટાપદ ચઉવીસ જીનેશ્વર, સમ્મેત વીશ જીણુંદ, તમે તો૦ ॥ ૪ ॥ મેરૂ પર્વત ચૈત્ય ઘણેરાં, ચઉમુખ બિંબ અનેક, બાવન જીનાલય દેવળ નીરખી, હરખ બહુ અતિરેક, તમે તો૦ ॥ ૫ ॥ સહઅફણાં ને શામળા પાસજી, સમવસરણ મંડાણ, છીપાવશી ને ખરતરવશી કંઈ પ્રેમાવશી પરમાણ, તમે તો૦ ॥ ૬ ॥ સંવત અઢાર ઓગણપચાસે, ફાગણ અષ્ટમી દિન; ઉજ્વળ પક્ષે ઉજ્વળ હુઓ, ગિરિ ફરસ્યા મુજ મન, તમે તો૦ ॥ ૭ ॥ ઈત્યાદિ જીનબિંબ નિહાળી, સાંભળી સિદ્ધની શ્રેણી; ઉત્તમ ગિરિવર કેણીપરે વિસરે, પદ્મ વિજય કહે જેણ, તમે તો ભલે બિરાજોજી ॥ ૮ ॥

---

# ભાગ ૭ મો.

## ( ૧ )

## શ્રી ઋષભદેવજીનાં સ્તવનો.

માતા મરૂદેવીના નંદ, દેખી તાહરી મૂરતિ મારૂં મન લોભાણું જી, મારૂં દિલ લોભાણું જી, દેખી૦ ॥ ૧ ॥ કરૂણાનાગર કરૂણાસાગર કાયા કંચનવાન, ધોરી લંછન પાઉલે કાંઈ, ધનુષ પાંચસે માન, માતા૦ ॥ ૨ ॥ ત્રિગડે બેસી ધર્મ કહંતા, સુણે પર્ષદા બાર, જોજન ગામિની વાણી મીઠી, વરસંતી જળધાર, માતા૦ ॥ ૩ ॥ ઉર્વશી રૂડી અપચ્છરા ને રામા છે મનરંગ, પાયે નેપુર રસઝણે કાંઈ, કરતી નાટારંભ, માતા૦ ॥ ૪ ॥ તુંહી બ્રહ્મા તુંહી વિધાતા, તું જગ તારણહાર; તુજ સરિખા નહીં દેવ જગતમાં, અરવડીઆ આધાર, માતા૦ ॥ ૫ ॥ તુંહી ભ્રાતા તુંહી ત્રાતા, તું જગતનો દેવ, સુરનર કિન્નર

વાસુદેવા, કરતા તુજ પદ સેવ, માતા૦ ॥ ૬ ॥ શ્રી સિદ્ધાચલ તીરથ કેરો. રાજા ઋષભજીણંદ, કીર્તિ કરે માણેકમુનિ તાહરી, ટાળો ભવભય ફંદ, માતા૦ ॥૭॥

( ૨ )

પ્રથમ જિનેશ્વર પ્રણમીએ, જાસ સુગંધી રે કાય; કલ્પવૃક્ષ પરે તાસ ઇંદ્રાણી નયન જે ભૃંગ પરે લપટાય. ॥ ૧ ॥ રોગ ઉરગ તુજ નવિ નડે, અમૃત જે આસ્વાદ; તેહથી પ્રતિહત તેહ માનું કોઈ નવી કરે, જગમાં તુમ શું રે વાદ. ॥ ૨ ॥ વિગર ધોઈ તુજ નિરમળી, કાયા કંચનવાન; નહિ પ્રસ્વેદ લગાર તારે તું તેહને, જે ધરે તાહરૂં ધ્યાન. ॥ ૩ ॥ રાગ ગયો તુજ મન થકી, તેહમાં ચિત્ત ન કોઈ; રૂધિર આમીષથી રોગ ગયો તુજ જન્મથી, દૂધ સહોદર હોય. ॥ ૪ ॥ શ્વાસોશ્વાસ કમળ સમો, તુજ લોકોત્તર વાત; દેખે ન આહાર નીહાર ચરમચક્ષુ ધણી, એવા તુજ અવદાત. ॥ ૫ ॥ ચાર અતિશય મૂળથી, ઓગણીશ

દેવના કીધ; કર્મ ખપ્યાથી અગ્યાર ચોત્રીસ ઇમ અતિ-શયા, સમવાયાંગે પ્રસિદ્ધ. ॥ ૬ ॥ જીન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ, પદ્મવિજય કહે એહ સમય પ્રભુ પાળજો, જેમ થાઉં અક્ષય અભંગ. પ્ર૦ ૭

( ૩ )

ઋષભ જીનેશ્વર પ્રીતમ માહરો રે, ઓર ન ચાહુ રે કંત; રીઝયો સાહિબ સંગ ન પરિહરે રે, ભાંગે સાદિ અનંત. ઋષભ૦ ॥ ૧ ॥ પ્રીત સગાઇ રે જગમાં સહુ કરેરે, પ્રીત સગાઇ ન કોઇ; પ્રીત સગાઇ રે નિરૂપાધિક કહી રે, સોપાધિક ધન ખોય. ઋષભ૦ ॥ ૨ ॥ કોઈ કંથ કારણ કાષ્ઠ ભક્ષણ કરે રે, મીલશું કંથને ધાય; એ મેળો નવી કહીએ સંભવે રે, મેળો ઠામ ન ઠાય. ઋષભ૦ ॥ ૩ ॥ કોઇ પતિ-રંજન અતિ ઘણું તપ કરે રે, પતિ રંજન તન તાપ, એ પતિ રંજન મેં નવિ ચિત્ત ધર્યુ રે, રંજન ધાતુ મિલાપ. ઋષભ૦ ॥ ૪ ॥ કોઇ કહે લીલા રે અલખ

અલખ તણી રે, લખપૂરે મન આશ; દોષ રહિતને લીલા નવિ ઘટે રે, લીલા દોષ વિલાસ. ઋષભ૦ ॥ ૫ ॥ ચિત્ત પ્રસન્ને રે પૂજન ફલ કહ્યું રે, પૂજા અખંડિત એહ; કપટ રહિત થઈ આતમ અરપણા રે; આનંદઘન પદ રેહ. ઋષભ૦ ॥ ૬ ॥

( ૪ )

બાળપણે આપણ સસનેહી, રમતાં નવનવે વેષે; આજ તમે પામ્યા પ્રભુતાઈ, અમે તો સંસારીને વેષે હો પ્રભુજી, ઓલંભડે મત ખીજો. ॥ ૧ ॥ જો તુમ ધ્યાતા શિવસુખ લહીએ, તો તુમને કોઈ ધ્યાવે; પણ ભવ સ્થિતિ પરિપાક થયા વિણ, કોઈ ન મુક્તિ જાવે હો પ્રભુજી, ઓલંભડે મત ખીજો. ॥ ૨ ॥ સિદ્ધ નિવાસ લહે ભવી સિદ્ધિ, તેમાં શો પાડ તુમારો; તો ઉપગાર તમારો વહીએ, અભવ્ય સિદ્ધને તારો હો પ્રભુજી, ઓ૦ ॥ ૩ ॥ નાણ રયણ પામી એકાન્તે, થઈ બેઠા મેવાસી; તેહ માંહેલો એક અંશ જો આપો,

તે વાતે સાબાશી હો પ્રભુજી, ઓ૦ ॥ ૪ ॥ અક્ષયપદ દેતા ભવિજનને, સંકીરણતા નવી થાએ; શિવપદ દેવા જો સમરથ છો, તો જશ લેતા શું જાએ હો પ્રભુજી, ઓ૦ ॥ ૫ ॥ સેવા ગુણ રંજ્યો ભવિજનને, જો તમે કરો વડ ભાગી; તો તમે સ્વામી કેમ કહેવાશો, નિર્મળ ને નિરાગી હો પ્રભુજી, ઓ૦ ॥ ૬ ॥ નાભિનંદન જગ વંદન પ્યારો, જગગુરૂ જગ હિતકારી; રૂપ વિબુધનો મોહન પભણે, વૃષભ લંછન બલિહારી હો પ્રભુજી, ઓલંભડે મત ખીજો. ॥૭॥

( ૫ )

## ઋષભદેવનું સ્તવન.

જગજીવન જગ વાલ હો, મરુદેવીનો નંદ લાલરે. મુખ દીઠે સુખ ઊપજે, દર્શન અતિહિ આનંદ લાલરે, જગ૦ ॥ ૧ ॥ આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી શશી સમ ભાલ લાલરે; વદન તે શારદ ચંદલો,

વાણી અતિહી રસાલ લાલરે, જગ૦ ॥ ૨ ॥ લક્ષણ અંગે વિરાજતાં, અડહીય સહસ્સ ઉદાર લાલરે, રેખાકર ચરણાદિ કે, અભ્યંતર નહિ પાર લાલરે; જગ૦ ॥ ૩ ॥ ઇંદ્ર ચંદ્ર રવિ ગિરિ તણા, ગુણ લેઈ ઘડીયું અંગ લાલરે, ભાગ્ય કીહાં થકી આવીયું, અચરીજ એહ ઉત્તંગ લાલરે; જગ૦ ॥ ૪ ॥ ગુણ સઘળા અંગે ધર્યા, દૂર કર્યા સવિ દોષ લાલરે, વાચક યશ વિજયે થુણ્યો, દેજો સુખનો પોષ લાલરે, ॥ ૫ ॥ જગજીવન૦

---

( ૬ )

શા માટે સાહિબ સામું ન જુઓ, હું થયો છું તુમ ગુણ રાગી રે; બોલ બીજા સાથે નવી બોલું, ન ગમે તે વાત અનેરી, પ્રભુજી, મારા૦ ॥૧॥ જોરે પોતાનો કરીને જાણો, તો મુજ સમક્તિ વાસો

પ્રભુજી રે, ભલો ભુંડો પણ ભક્ત તમારો, દઈ દિલાસો વાસો પ્રભુજી, મારા૦ ॥ ૨ ॥ છેલ છબીલો દેવ છોગાળો, અલવેસર અવિનાશી પ્રભુજી રે; હૃદયનો વાસી પ્રભુ મુજને મળીયો, નમું હું નિત્ય શિર નામી પ્રભુજી, મારા૦ ॥ ૩ ॥ હજુએ હૃદયમાં હોંશ ઘણી છે; થયો છું તુજ ગુણ રાગી પ્રભુજી રે; ભીડભંજન પ્રભુ ભક્તિના જોરે, જાલમ વાસના જાગી પ્રભુજી, મારા૦ ॥ ૪ ॥ આપ સ્વરૂપ દેખાડો, આછો પરદો ખોલોને પ્રભુજી; પ્રેમ ઉદય પગ પગથીએ ચડતાં, ન રહે લાભનો લાંછો પ્રભુજી. મારા૦ ॥૫॥

---

## શ્રી આદિજિન વિનંતિ.

સુણ જીનવર શેત્રુંજા ધણીજી રે, દાસતણી અરદાસ; તુજ આગળ બાળક પરેજી. હું તો કરૂં વિશ્વાસ રે જીનજી: મુજ પાપીને તાર તું તો કરૂણા રસ

ભર્યાંજી રે, તું સહુનો હિતકાર રે જીનજી, મુજ૦
॥ ૧ ॥ હું અવગુણનો ઓરડોજી, ગુણ તો નહીં લવ-
લેશ; પરગુણ પેખી નવી શકુંજી, કેમ સંસાર તરેશ
રે જીનજી, મુજ૦ ॥ ૨ ॥ જીવ તણા વધ મેં કર્યાજી,
બોલ્યા મૃષાવાદ; કપટ કરી પર ધન હર્યાજી, સેવ્યા
વિષય સંવાદરે જીનજી, મુજ૦ ॥ ૩ ॥ હું લંપટ
હું લાલચુંજી, કર્મ કીધાં કોઈ કોડ; ત્રણ ભુવનમાં
કો નહીંજી, જે આવે મુજ જોડ રે જીનજી, મુજ૦
॥ ૪ ॥ છિદ્ર પરાયા અહોનીશેજી, જો તો રહું જગ-
નાથ; કુગતિ તણી કરણી કરીજી, જોડયો તેહ શું
સાથરે જીનજી, મુજ૦ ॥ ૫ ॥ કુમતિ કુટીલ કદા-
ગ્રહજી, વાંકી ગતિ મતિ મુજ; વાંકી કરણી માહ-
રીજી, શી સંભળાવું તુજરે જીનજી, મુજ૦ ॥ ૬ ॥
પુન્ય વિના મુજ પ્રાણીઓજી, જાણે મેલું રે આથ;
ઉંચા તરૂવર મોરીયાજી, ત્યાંહી પસારે હાથ રે

જીનજી, મુજ૦ ॥૭॥ વિણુ ખાધા વિણુ ભોગવ્યાજી, ફોગટ કરમ બંધાય; આર્તધ્યાન મીટે નહીંજી, કીજે કવણુ ઉપાય રે જીનજી, મુજ૦ ॥ ૮ ॥ કાજળથી પણુ શામળાજી, મારા મન પરિણામ; સોણામાંહી તાહરૂંજી. સંભારૂં નહીં નામરે જીનજી, મુજ૦ ॥૯॥ મુગ્ધ લોક ઠગવા ભણીજી, કરૂં અનેક પ્રપંચ; કૂડ કુપટ બહુ કેળવીજી, પાપતણાં કરૂં સંચરે જી૦ મુજ૦ ॥૧૦॥ મન ચંચળ ન રહે કીમેજી, રાચે રમણી રે રૂપ; કામ વિટંબણા શી કહુંજી, પડીશ હું દુરગતિ કૂપરે જી૦ મુજ૦ ॥ ૧૧ ॥ કીશ્યા કહું ગુણ માહ રાજી, કીસ્યા કહું અપવાદ; જેમ જેમ સંભારૂં હૈયેજી, તેમ તેમ વાધે વિખવાદ રે જીનજી મુજ૦ ॥ ૧૨ ॥ ગિરૂઆ તે નવી લેખવેજી, નગુણ સેવકની વાત; નીચ તણે પણ મંદિરેજી, ચંદ્ર ન ટાળે જ્યોતરે જીનજી, મુજ૦ ॥ ૧૩ ॥ નિર્ગુણો તો પણ તાહ-

રોજી, નામ ધરાવ્યું દાસ; કૃપા કરી સંભારજોજી, પૂરજો મુજ મન આશરે જીનજી, મુજ૦ ॥ ૧૪ ॥ પાપી જાણી મુજ ભણીજી, મત મુકો રે વિસાર; વિષ હળાહળ આદર્યોજી, ઈશ્વર ન તજે તાસ રે જીનજી, મુજ૦ ॥ ૧૫ ॥ ઉત્તમ ગુણકારી હુએજી, સ્વાર્થ વિના સુજાણ; કરસણ સીંચે સર ભરેજી, મેહ ન માગે દાણ રે જીનજી, મુજ૦ ॥ ૧૬ ॥ તું ઉપકારી ગુણ નીલોજી, તું સેવક પ્રતીપાળ; તું સમરથ સુખ પૂરવાજી, કર મહારી સંભાળરે જી૦ મુજ૦ ॥૧૭॥ તુજને શું કહીએ ઘણુંજી, તું સહુ વાતે રે જાણ; મુજને થાજો સાહીબાજી. ભવોભવ તારી આણ રે જીનજી, મુજ૦ ॥૧૮॥ નાભિરાયા કુલ ચંદલોજી, મરૂદેવીનો નંદ; કહે **જીન** હરખ નીવારજ્યોજી, દેજો પરમાનંદરે જીનજી, મુજ પાપીને તાર. ॥૧૯॥

---

॥ ॐ अर्हम् नमः ॥

શાસનસમ્રાટ્ સૂરિચક્રવર્તિ આ. મ. શ્રીમદ્ વિજય **નેમિસૂરીશ્વરજી** મહારાજના પટ્ટાલંકાર આ. મ. શ્રીમદ્ વિજય **લાવણ્યસૂરીશ્વરજી** મ. ના શિષ્યરત્ન મુનિરાજ **શ્રીદક્ષવિજયજી** વિરચિત

# 'શ્રી નૂતન જિનસ્તવનમાલા' નાં સ્તવનો.

## ૧ પ્રાર્થનારૂપ સામાન્ય-જિન-સ્તવન.

( એક સહારા તેરા પ્રભુજી, એક સહારા તેરા-એ રાગ. )

એક સહારા તેરા જિનજી! એક સહારા તેરા.
મૈં હું પ્યાસી, તુમ દર્શનકા, દેદો દર્શ તુમેરા;-
તાત તું હિ હૈ, ભ્રાત તું હિ હૈ, અપને જીકા જાન તુંહિ હૈ;
જૈસા ચંદ્ર ચકોરા-જિનજી! જૈસા ચંદ્ર ચકોરા....એક૦ ૧

મૈં હું સેવક તુમ ચરણોંકા, કર મુજ દિલમેં ડેરા;
રાગ નહિં હૈ, દ્વેષ નહિં હૈ, તુમરે મનમેં મોહ નહિં હૈ,
તૂંહિ દેવ બડેરા—જિનજી! તૂંહિ દેવ બડેરા....એક૦ ૨
નેમિ-લાવણ્ય-દક્ષ શિશુકા, હરદે ભવકા ફેરા;
મોહ હટાદે, જ્યોતિ જગાદે, અપને મનકા તાર મિલાદે.
હર મિથ્યા અંધેરા—જિનજી! હર મિથ્યા અંધેરા...એક૦ ૩

## ૨. સામાન્ય જિન-સ્તવન.

(રાગ—આયા દ્વાર તુમ્હારે, રામા! આયા દ્વાર તુમ્હારે)

આયા દ્વાર તુમ્હારે દાદા! આયા દ્વાર તુમ્હારે....(ટેક)
ઝણુઝણુ ઝણુકે જ્યોતિ વદન પર, મોહ તિમીર વિદારે.
દાદા! આયા દ્વાર તુમ્હારે. (૧)
પરમપ્રતાપી! સુરનર નારી,—નાયક દાસ તિહારે.
દાદા! આયા દ્વાર તુમ્હારે. (૨)
જીવન-નૈયા, ભવ સરવરસે, તુમ બિન કૌન ઉગારે?
દાદા! આયા દ્વાર તુમ્હારે. (૩)

નેમિ-લાવણ્યસૂરિ ચરણોંકા, સેવક દક્ષ સહારે.
દાદા ! આયા દ્વાર તુમ્હારે. (૪)
નેક નજર કર તારો જિનજી ! દીન દયાલ દિલારે !
દાદા ! આયા દ્વાર તુમ્હારે. (૫)

## ૩. શ્રી પાર્શ્વનાથભગવાનનું સ્તવન.

(બન ચલે રામ રઘુરાઇ, ઓર સંગ જાનકી માઇ—એ રાગ)

પલ પલે પાર્શ્વ પ્રભુ ધ્યાઈ, છોર મમત મોહકી ખાઈ,
શિવપદ પાના ભાઈ !....પલ પલે૦ ૧
તીન ભુવનકે દીપક જિનને, કેવલ જ્યોતિ જગાઇ,
પાસ પાસ રટતે ભવિજનને, શિવપુર પાસ મિલાઈ,
જો જિન પ્રેમ હિંડોલે ડોલે, સો પાવે પ્રભુતાઇ. પલ પલે૦ ૨
દીનદયાલે દયા દિલ લાઈ, નવકારકો સુનાઈ,
જલતી નાગકી જોરી બચાઈ, સ્વર્ગપુરી પહુંચાઈ,
નેમિ-લાવણ્ય-દક્ષ ભજત હે, પાસ ચરન સુખદાઈ.
....પલ પલે૦ ૩

## ૪. શ્રી નેમિનાથજિન સ્તવન.

( રામસે કોઈ મિલાદે—એ રાગ )

નેમસે કોઇ મિલાદે, મુઝે—નેમસે કોઇ મિલાદે.
બિન બાદલકા બિમલા ચંદા, ચિત્ત–ચકોરે લગાદે.
મુઝે નેમસે કોઈ મિલાદે. ૧

કોઈ કહે વો રૈવતગિરિમેં, કોઈ કહે સહસાવનમેં,
કોઇ કહે ગિરિકે કંદરમેં, કોઇ કહે ધ્યાનીકે ઘરમેં,
મીલ સકું મૈં જિનકો છિનમેં, ઐસા રાહ દિખાદે.
મુઝે નેમસે કોઈ મિલાદે. ૨

રાજુલ વલવલતી યું દિલમેં, નેમિ-ચરણ-લાવણ્ય-કમલમેં,
માધુકરી વૃત્તિ ધરી જગમેં, જ્યોતસે જ્યોત મીલાઈ પલમેં.
દક્ષ કહે શ્રી નેમિજિનસે, ઐસી જ્યોત જગાદે.
મુઝે નેમસે કોઇ મિલાદે. ૩

## ૫. સામાન્ય જિન-સ્તવન.

( મેં તો આરતિ ઉતારૂં રાધેસ્યામકીરે—એ રાહ )

( રાગિની—ગરબા, તાલ-કહરવા )

મેં તો મૂરતિ જુહારૂં જિનરાજકીરે,
જિનરાજકીરે જગતાજકીરે—મેં તો૦ ૧

ભક્તિકે પિયૂષ ઘોલ, લગાકે રંગ ચોલ,
મિથ્યા પડલ ખોલ ખોલ (૨)
મેં તો સૂરતિ નિહારૂં વીતરાગકીરે-મેં તો૦ ૨

ક્ષમાકે કટાર ધાર, કર્મોં કે કટક સંહાર,
શિવ લહું સાર સાર (૨)
**નેમિ-લાવણ્ય-દક્ષ**-વાણી સુણી રે-મેં તો૦ ૩

## ૬. સામાન્ય જિન સ્તવન.

( બન્દે ! નાવકા લંગર છોડ—એ રાહ. )

[ રાગિની ભાટિયાલી; તાલ-કહરવા. ]

પ્યારે ! ભવકા બંધન તોડ, પ્યારે !
ભવકા બંધન છોડ. ( ટેક. )

હરકે મેરી કર્મકી કિલિયા; ભવકા બંધન તોડ.
પ્યારે !૦ ભવકા બંધન છોડ. ૧

તું એક મેરા જીવનસાથી, ઔર સભી હૈ સ્વારથ સાથી,
ભવકા બંધન તોડ. પ્યારે !૦ ૨

જયું ગૈયા બિન બછરે ઇકલે, ત્યું સૈયા બિન હમ હૈ વિકલે,
ભવકા બંધન તોડ. પ્યારે !૦ ૩

નેમિ-લાવણ્ય-દક્ષ સહાયા, જિનવર ! વંદન કોડ,
પ્યારે ! જિનવર ! વંદન કોડ. પ્યારે ! ભવકા બંધન તોડ. ૪

## ૭. શ્રી ચંદ્રપ્રભ જિન-સ્તવન.

( રાગ—યમન કલ્યાણ; તાલ ત્રિતાલ )

[ સ્થાયિ- ]

જિનવર ચંદ સહાઇ, સૈયા મોરા—જિનવર૦
પાયેંગે જબ દરશન, પિયા મોરા—
ચિત્ત—ચકોર હસાઇ. સૈયા મોરા—જિનવર૦ ૧

[ આંતરો- ]

જબહુ જિનજી દિલ લાયેંગે, પિયા મોરા-

સમકિત સર ઉલસાઇ, સૈયા મોરા-જિનવર૦ ૨

[ અભોગ- ]

નેમિ-લાવણ્ય-દક્ષ-કુમુદકે સૈયા મોરા-

ચંદ્રપ્રભ સુખદાઈ, પિયા મોરા-જિનવર૦ ૩

## ૮. શ્રી જિનપૂજના-પદમ્

( મીઠા લાગ્યા તે મને આજના ઉજાગરા—એ રાગ )

વ્હાલી લાગે છે મને, જિનની સુપૂજના,

આપે આનંદ અપારરે-જિનવર કેરી સુપૂજના. ( ટેક. )

નિર્મળ જીવને, જિન ન્હુવરાવતાં,

વિમળ જીવન ધારરે, જિનવર કેરી૦ વ્હાલી૦ ૧

શમરસ ચંદને, ભક્તિનાં ફુલડે,

પૂજા નવ અંગે ઉદારરે, જિનવર કેરી૦ વ્હાલી૦ ૨

સુધર્મધ્યાન ધૂપે, જ્ઞાન પ્રદીપે,

કુમતિ તિમીરને વારરે, જિનવર કેરી૦ વ્હાલી૦ ૩

ક્ષમા અક્ષતનો, સ્વસ્તિક વિરચી,
ચઉગતિ ભ્રમણ નિવારરે, જિનવર કેરી૦ વ્હાલી૦ ૪
ધરી મધુરવાક્, નૈવેદ્ય સારાં,
ધરજો સુભાવફળ ભારરે, જિનવર કેરી૦ વ્હાલી ૫
અષ્ટ પ્રકારી આ, પૂજા રચાવી,
આઠે કરમ કરો દૂરરે, જિનવર કેરી૦ વ્હાલી૦ ૬
નેમિ-લાવણ્યસૂરિ,-દક્ષ સુશિક્ષા,
પામી તરો સંસારરે, જિનવર કેરી૦ વ્હાલી૦ ૭

## ૯. શ્રી પાર્શ્વનાથ-સ્તવનમ્.

( મીઠા લાગ્યા છે મને આજના ઉજાગરા-એ રાગ )

પાર્શ્વજિણંદ ! ભવ,-પાર ઉતારજો;
કૃપા કરી કિરતારરે,-ભવસિંધુ પાર ઉતારજો. (ટેક)
સમયે સમયે જેમાં, છોળો ઉછળતી
[1]'અહં ને મમ'ની અપાર રે. ભવસિંધુ૦ પાર્શ્વ૦ ૧

---

૧. અહંભાવ અને મમત્વ.

કામના વમળમાં, જીવન નૈયા—
 ડોલી રહી સરકારરે. ભવસિંધુ૦ પાર્શ્વ૦ ૨
કુમતિ વંટોળે, સુમતિ સુકાનને
 કીધું છે કરથી દૂર રે. ભવસિંધુ૦ પાર્શ્વ૦ ૩
ચરણ કરણથી, હીણ થયો છું—
 તરણ તારણહાર રે. ભવસિંધુ૦ પાર્શ્વ૦ ૪
**નેમિ–લાવણ્યસૂરિ,–દક્ષ** કહે છે—
 હવે તાહરો આધાર રે. ભવસિંધુ૦ પાર્શ્વ૦ ૫

## ૧૦. શ્રી મહાવીરસ્વામી-સ્તવનમ્.

( લેશો નિશાશા પરણેતરના, થાશો સુખી શીયેર—એ રાગ )

દેશો દિલાસા દિલવર દિલના,
 કિંકર પર કરી મ્હેર—જિનજી ! થાશું સુખી—( ટેક )
નિગોદમાંથી, થયો હું [1]થાવર,
 [2]વિગલેન્દ્રી [3]બેર બેર—કિંકર તારો દુઃખી;

---

૧ પૃથ્વી, પ્રાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિરૂપ એકેન્દ્રી. ૨ બેઇન્દ્રી, તેઇંદ્રી, ચઉરિન્દ્રી. ૩ વારંવાર.

ચોરાશી લાખના, ચૌટે હું ભટકયો,
થયો દુઃખી ઠેર ઠેર–કિંકર તારો દુખી. દેશો૦ ૧
માગ્યા ઉપર પણ, હું છું દેવાયો, વર્ત્યો છે કાળો કેર–કિંકર૦
શુભ કરણીમાં, આડા આવે છે, કર્મના કાઠીયા તેર–
કિંકર તારો દુખી. દેશો૦ ૨
અનાદિ કાળની, પ્રીતિ વિસારી, વસીયા શિવપુર શહેર–કિંકર૦
આમ કરશો તો, 'પરદુઃખભંજન' બિરૂદ રહેશે શી પેર–
કિંકર તારો દુઃખી. દેશો૦ ૩
ભાગ્ય ઉદયથી, દરિસણ પાયો, ફાલ્યો સુરતરૂ ઘેર–કિંકર૦
**ત્રિશલાનંદન!**, કર્મ નિકંદન,–કર હર વેરી વેર–
કિંકર તારો દુઃખી. દેશો૦ ૪
**નેમિ–લાવણ્ય**–પદ,[1] કજ[2] ભ્રમર સમ,
**દક્ષ** કહે દિલભેર–કિંકર તારો દુઃખી.
તુમ પસાયે, મુક્તિમંદિરમાં, કરશું લીલા લહેર–
કિંકર તારો દુઃખી દેશો૦ ૫

---

૧. ચરણ. ૨. કમળમાં.

## ૧૧. શ્રી નેમિજિન સ્તવનમ્.

( સુની પડી રે સિતાર, મીરાકે જીવનકી—એ રાહ. )

( રાગિની—કાફી, તાલ—કહરવા )

સુની સુની રે પુકાર, પશુકે જીગરકી. (ટેક)

નવ ભવ પ્યારી રાજુલ નારી, છોડ ગયે ગિરનાર;
પશુકે જીગરકી, સુની સુની રે પુકાર. ૧

[1]પશુ રાજીકા જીવ ઉગારા, મોહની કરકે રે ચકચૂરા,
સંયમ કેવલ મુક્તિ નિપાયે, શ્યામ સલુણા ઉદાર;
પશુકે જીગરકી, સુની સુની રે પુકાર. ૨

નેમિ જિણંદા લાવણ્ય કંદા,
કામિત કરના રે સબ પૂરા;
કરૂણાસાગર કરૂણા લાકે, દક્ષ શિશુકો ઉદ્ધાર.
પશુકે જીગરકી, સુની સુની રે પુકાર. ૩



---

૧ પશુ સમુહના પ્રાણ બચાવ્યા, તથા પશુ તેમજ રાજીમતી બન્નેને ઉગાર્યા.

## ૧૨. સામાન્ય જિનસ્તવન.

( કાન્હા સબકો મોહે, મંગલરૂપ તુમારા—એ રાગ )

સારા જગકો મોહે, અનુપમ રૂપ તુમ્હારા....રે
આનંદ મંગલકારા....( ટેક )

દિલવર જિનવર જગસ્વામ !,
શાંતિનિકેતન જગઆધાર ! સારા૦ (૧)

સબ દેવોં મેં તું અવિકાર,
દક્ષ હરો ભવ ફેરા. સારા૦ (૨)

કર્મઝરો, બંધ કરો, હર મદ માયા—,
પાવન કર હમ પ્યારા. સારા૦ (૩)

## ૧૩. સામાન્ય જિનસ્તવન.

( તુ મેરી મૈયા, મેં લાલ તેરા, લો પહચાન—એ રાગ )

તું મેરા સૈયા, મૈં દાસ તેરા,-હે કીરતાર !
તું મેરા સૈયા, મૈં દાસ તેરા,-હે કીરતાર ! (૧)

તું હિ હય ત્રાતા ! વિશ્વસખા !.
દક્ષ ભવિક તુજ ભજતા. તું મેરા૦ (૨)

ભક્તિ સિતારે, જિન ગુન ગાઉં,
દિલ ઉલસાઉં, શિવસુખ પાઉં—
આજે રણુણુણુ—ગાજે ઘનનનન—
સોહં સોહં જપ રટતા. તું મેરા૦ (૩)

## ૧૪. શ્રી નવપદજીનું સ્તવન.

( ગોકુલકે—વીર જપો—કૃષ્ણ નામકી માલા—એ રાગ )

સબ તજકે, ચિત્ત ધરો, નવપદ મંગલ માલા.—
—( ટેક )

કર્મ દલો, સર્વ દલો, જન્મ મરણ દુઃખ વારો.
સબ૦ (૧)

જાપ જપો, પાપ ખપો, ખૂબ ધપો,
જિમ **શ્રીપાલકુમારો.** સબ૦ (૨)

દક્ષ જનો !, મુક્ત બનો, ધરકે ધ્યાન રસાલા.
સબ૦ (૩)

## ૧૫. નવપદમય શ્રીસિદ્ધચક્રજીનું સ્તવન.

( રાગ—રખિયા બંધાવો ભૈયા, શ્રાવણુ આયારે. )

નવપ....દ ધ્યાવો ભવિયા ! શિવપદ પા....વો....રે.
શિવપદ પા....વો....રે, શિવપદ પા....વો....રે.
નવપ....દ૦ ( ટેક ).

અરિહંત સિદ્ધ સૂરિ, વાચક સાહુ ધૂરિ;
દંસણુ નાણુ ચરિત્તા, તપ પદ સે....વો....રે.
નવપ....દ૦ (૧)

નવ મંગળ દાતા, નવપદ સેવી સાતા;
પામ્યા અનંતા સંતા, છિન છિન સે....વો....રે.
નવપ....દ૦ (૨)

સિદ્ધ થયા ને થાતા, થાશે જે રંગે રાતા;
એ સર્વ નવપદ ધ્યાતા, છિન છિન સે....વો....રે.
નવપ....દ૦ (૩)

નેમિ લાવણ્ય સીસ, દક્ષ નમાવે સીસ;
શ્રી સિદ્ધચક્ર જગીસ, છિન છિન સે....વો....રે.
નવપ....દ૦ (૪)

## ૧૬. સામાન્ય જિન સ્તવનમ્.

( રાગ—તૂં રામ ભજન કર પ્રાની, તેરી દો દિનકી જિંદગાની )

જિનરાજ ભજન કર પ્રાની, તેરી ક્ષણભંગુર જીંદગાની;
ચંચલ કાયા ચંચલ માયા, ગાફીલ! ફોગટ જન્મ ગુમાયા;
જબ આયગા કાલકા [1]ન્યૌતા,તબ સબ તજના માની !.
જિનરાજ૦ ૧

રહતી ઘરમેં માલ મિલકત, ચૌટા તક ઘર નાર;
સ્વજન લોગ શમશાન લગે, દેહ ચેહ[2] આધાર;
નિજ કરમોંકે અનુસારી, ઈકલા જીવ પરભવ ચારી[3].
જિનરાજ૦ ૨

સોચ મુસાફીર! કો તુજ સંગી, દુનિયા ફાની સ્વાર્થ સુરંગી;
આયુ ઘટતી સમય સમય પર, ચેત હે ચેતન ! માની !.
જિનરાજ૦ ૩

જિનવર જગમેં શિવસુખદાયા,સુરતરૂ સી હૈ જિનકી છાયા;
**નેમિ-લાવણ્ય-દક્ષ** કહત હૈ,ભજ ભવ-જલધિ સુકાની.
જિનરાજ૦ ૪

---

૧ યમરાજનું તેડું. ૨ ચિતા. ૩ પરભવમાં જનાર.

## ૧૭. શ્રી વીરજિન સ્તવનમ્.

( દુનિયા રંગરંગીલી બાબા ! દુનિયા રંગરંગીલી—એ રાગ ).

અંગિયા રંગરંગીલી પ્યારા ! અંગિયા રંગરંગીલી.
સોહે અખિયા કમલ સી કલિયા, શાંતિસુધાકી ક્યારી હય;
હર અંગાં પર શમરસ છાયા, હર પ્રાણી હિતકારી હય;
જિનવર મૂરતિ વાંછિત પૂરતી, સુરવેલી અલબેલી. પ્યારા !૦ ૧
ઝગમગ ઝગમગ જ્યોતિ ધરતી, મિથ્યા તિમીર હટાતી હય;
ભવિજન હર્ષ બઢાતી હય, અધ્યાતમ પાઠ પઢાતી હય;
સુર નર નારી મોહનગારી, સુરત છૈલ છબિલી. પ્યારા !૦ ૨
યહ અંગિયા ભવસાયર નઈયા, સકલ ગુણોંકી ખાણ લગે;
વીરજિન દર્શન ઇન કલિકાલે, પ્રાણી પ્રાણ આધાર લગે;
**નેમિ-લાવણ્ય-દક્ષ** ભજત હૈ, શિવસુખ કેલી રસીલી.
પ્યારા !૦ અંગીયા રંગરંગીલી૦ ૩

## ૧૮. સામાન્ય જિનસ્તવનમ્.

( જવાદે જવાદે કિનારે કિનારે—એ રાગ. )

જગાદે જગાદે લગારે લગારે,
જગાદે જિણંદકા ધ્યાન લગાદે. જગાદે....( ટેક )

નથી વાડી નથી ગાડી, નથી લાડી નથી માડી;
નથી કોઇ આવતી આડી, ધસે જબ મોતની ધાડી.
....જગાદે૦ ૧

જુઠી કાયા જુઠી માયા, જુઠી સંસારની છાયા;
ઘડા કાચા સમી કાયા, વિનશ્વર એ બધી માયા.
વિષય છે વિષના પ્યાલા, વિષમ ભૂજંગ સા કાલા;
ભવોભવ આપદા વાલા, તજી સૌ મોહના ચાલા.
....જગાદે૦ ૨

બન્યા જે દાસ આશાના, દિસે છે દાસ તે જગના;
કરે જે દાસી આશાને, બને છે દાસ સૌ તેના.
મુસાફરખાનું આ દુનિયા, કરોડો છોડીને ચાલ્યા;
વળ્યા નહિં કોઈના વાળ્યા, ભયંકર કાળના ઝાલ્યા.
....જગાદે૦ ૩

હટે આફત તણાં વાદલ, તુટે મહા મોહની સાંકલ;
શમે સંસાર દાવાનલ, લગે જો ધ્યાનની હાકલ.
સમજજે ઝાંઝવા જેવા, જુઠા જ્યું સ્વપ્નના મેવા;
ખરે સંસારના સર્વે, વિલાસો ભોગના તેવા. જગાદે૦ ૪

"સનાતન સત્ય છે જગમાં, પ્રભુના ધ્યાનના મેવા;"
નેમિ-લાવણ્ય પદકંજના, મધુકર દક્ષના એવા.
વિચારી ભાવિતો સર્વે, બની જિન ધ્યાનનો હેવા;
નિરંતર ધ્યાનને ધરજો, વિમલ સુખ લહેજો તો લેવા.
જગાદે૦ ૫

## ૧૯. સામાન્ય જિન સ્તવન.

(જન્મ લીયા તો જીલે બન્દે, ડરનેકા ક્યા કામ-
બંદે! જીવન હૈ સંગ્રામ-એ રાગ)

ચેત સકે તો ચેત લે ચેતન! ભજ લે પ્રભુ કા નામ-
ચેતન! જીવન હૈ ઉદ્દામ. ચેતન! જીવન હૈ ઉદ્દામ.
લે પ્રભુસે સુખધામ ચેતન! ભજકે જિનગુણગ્રામ.
ચેતન!૦ (ટેક)

ક્યું સોતા તું, જાગ જરા તું,
જોબન હૈ મસ્તાન-ચેતન! જોબન હૈ મસ્તાન;
માત પિતા સુત દારા દુનિયા,
મતલબકી હૈ ખાન-ચેતન! મત૦, લે પ્રભુસે૦ ૧
સબ સુખ કા હૈ જિનજી દાતા,
એક ત્રાતા એક જ્ઞાતા-ચેતન! એક૦

તન ધન જોબન બાદલ સરિખા,
પલ પલ લયકો પાતા—ચેતન! પલ૦, લે પ્રભુસે૦ ૨

ચેત અનાડી! ભજ પ્રભુ પાસા,
જબ તક ચલતા શ્વાસ—ચેતન! જબ૦

નેમિ—લાવણ્યસરિકા દાસા
દક્ષ વચન સુન ખાસ—ચેતન! દક્ષ૦, લે પ્રભુસે૦ ૩

## ૨૦. શ્રી મહાવીર સ્વામીજીનું સ્તવન.

( જન્મ લીયા તો જીલે બંદે—એ રાગ )

પ્રણમું પ્રેમે વીર જિણંદા! પ્રણમું શ્રીમહાવીર! પ્યારા૦
શાસનનાયક વીર! પ્યારા! પ્રણમું શ્રી મહાવીર,
પ્યારા! પ્રણમું શ્રી મહાવીર—(ટેક.)

મહા ઉપકારી જગકે જિનજી,
અરજી ઉરમેં ધાર—પ્યારા—અરજી ઉરમેં ધાર;

સબ દેવનમેં આપ બડે હૈં,
વંદત સુરનરનાર—પ્યારા—વંદત૦, શાસન૦ ૧

અનુપમ કરૂણા રસ ભંડારા,
કરૂણા કર દુ:ખવાર—પ્યારા કરૂણા કર દુ:ખ વાર;

સમક્તિ દીપક કો પ્રકટાકે,
અંતર તિમિર વાર–પ્યારા–અંતર૦, શાસન૦ ૨
શિવપદ દાતા વિશ્વ વિખ્યાતા,
આવાગમન નિવાર–પ્યારા–આવાગમન નિવાર;
સમરથ સ્વામી શિરકું નામી,
વંદુ વારંવાર–પ્યારા–વંદુ વારંવાર. શાસન૦ ૩
**નેમિ–લાવણ્યસૂરિ** પદ પ્રણમી;
**દક્ષ** બની દિલદાર–પ્યારા–**દક્ષ** બની દિલદાર;
વીરજિન સેવા–મૃતસે પાઉં,
ધર્મધુરંધર સાર–પ્યારા ધર્મ૦, શાસન૦ ૪
સરસ **સુશીલ** સુવાસકો દે કે,
હરના કુશીલ વિકાર–પ્યારા–હરના૦
**જીવનટવર** ભવ નાટક વારી,
**દક્ષ** જીવન ઉદ્ધાર–પ્યારા–દક્ષ૦, શાસન૦ ૫

## ૨૧ સામાન્ય જિન સ્તવન.

(રાગ–ચોરતે ચોરતે ચારે બાજુ ચોર, કોઈ ધનનો ચોર...)
સાચો સાચો છે તું હિ સાચો દેવ—
કોઈ ક્રોધી દેવ, કોઇ માની દેવ, કોઈ માયી લોભી દેવ.–(ટેક)

મોહસાગરમાં મગ્ન બન્યા છે, બીજા જગમાં દેવ.
સાચો છે સાચો છે તું હિ સાચો દેવ.

દ્વેષ દાવા—નળથી બળીયા, બીજા જગમાં દેવ. સાચો છે૦ ૧
કામિનીરંગી શસ્ત્રોસંગી, માલાંગી એ દેવ. સાચો છે૦
દોષ અઢાર નિવારક તારક, પાયક જિનવરદેવ ! સાચો છે૦ ૨
મુદ્રા તારી શાંતિ સુધાની, પ્યારી ન્યારી દેવ. સાચો છે૦
સર્વ ગુણોનો ધામી સ્વામી, અંતર્યામી દેવ. સાચો છે૦ ૩
કોઇ બતાવે કોટી કપટ તો, છોડું નહિ તુમ દેવ. સાચો છે૦
ચિંતામણી છોડી કોણ લેવે, પત્થર કરમાં દેવ. સાચો છે૦ ૪
**સુરવિંદ**-વંદિત વંદન કરીને, માગું સદા તુજ સેવ. સાચો છે૦
**નેમિ—લાવણ્ય** સેવક **દક્ષની**, અરજી ધારો દેવ. સાચો છે૦ ૫

## ૨૨. સિદ્ધગિરિમંડન—આદિજિન સ્તવન.

(વ્હાલા વીર જિનેશ્વર જન્મ જરા નિવારજો રે—એ રાગ)
[ રાગ—સોરઠ, તાલ—ત્રિતાલ ]

પ્યારા સિદ્ધગિરિમંડન ! વંદન કોટી સ્વીકારજો રે;
મારા નાથ નિરંજન ! અંજન પ્રેમનું આંજજો રે.
—પ્યારા૦ ( ટેક ) ૧

તુમ વિન રખડ્યો હું ભવવનમાં, દુઃખ બહુ પામ્યો પલપલમાં;
હવે એ દુઃખને દૂર પ્રભુ નિવારજો રે. —પ્યારા૦ ૨
ત્રિભુવનભાનુ! આપ પધારો, અમઅંતરમાં આનંદ વધારો;
પ્રેમે સુમતિ જ્યોતિ નાથ! જગાવજો રે. —પ્યારા૦ ૩
સિદ્ધગિરિસમ નહિં કોઈ તીરથમાં,
તુમ સમ કો નહીં દેવ જગતમાં;
મ્હેર નજરથી નાથ! સેવકને તારજો રે. —પ્યારા૦ ૪
નાભિનરિંદના નંદન! જિનજી, કર્મ નિકંદન કર હમ પ્રભુજી;
નેમિ-લાવણ્ય-દક્ષ સદા ઉગારજો રે. —પ્યારા૦ ૫

## ૨૦. તીર્થાધિરાજ શ્રી સિદ્ધગિરિ-સ્તવનમ્

( તુમ હિ ને મુજકો પ્રેમ શીખાયા. ) ( ભીમપલાસ-રાહ )

સિદ્ધગિરિ દર્શન પુણ્યે પાયા, ભવ્યપનાકા સિક્કા લગાયા;(ટેક
ભાગ્યરવિ[1] ઉદયાચળ આયા, મન વિકસાયા, ધન્ય બનાયા;
તુમ હિ હો [2]ભવઝાઝ, ગિરિવર! તુમ હિ હો ભવઝાઝ. ૧

---

૧ સદ્ભાગ્યરૂપ સૂર્ય, ઉદયરૂપ પર્વત પર આરૂઢ હુવા,
૨ સંસારસમુદ્ર કો તૈરનેમેં નૌકા ( સ્ટીમર ) સમાન.

દુર્મતિ દુર્ગતિ પાપ પલાયા, દિલમેં લાયા, મોહ હટાયા;
તુમ હિ હો ભવઝાઝ, ગિરિવર! તુમ હિ હો ભવઝાઝ. ૨
સિદ્ધિનિકેતન સુરતરૂ પાયા, શીતળ છાયા, તાપ હટાયા;
તુમ હિ હો ભવઝાઝ ગિરિવર! તુમ હિ હો ભવઝાઝ. ૩
યુગાદીશ્વર સિદ્ધગિરિ રાયા, ધ્યાન ધરાયા, વાંછિત પાયા;
તુમ હિ હો ભવઝાઝ, ગિરિવર! તુમ હિ હો ભવઝાઝ. ૪
**નેમિ-લાવણ્ય** સેવકે ગાયા, તીરથરાયા, પ્રણમી પાયા;
**દક્ષ** તણા મનોહાર, ગિરિવર! **દક્ષ** તણા મનોહાર. ૫

## ૨૧. આદિજિન-સ્તવનમ્

(જનારા જાય છે તું ક્યાં, અમારાં આંસુ લૂતો જા—એ રાગ)

[ ગઝલ ]

જીવન આધાર જિનવરને, ભજી જીવ લાવો લેતો જા;
[1]દિવાકર આદિ જિન ભજને,
[2]જિગર જ્યોતિ જગાતો જા. જીવન૦ —(ટેક)

---

૧. સૂર્ય સમાન આદિજિનના ભજનથી. ૨. આત્મજ્યોતિ.

વિકસ્વર બોધથી કીધાં, જેણે યુગળિક મન કમળો;
[1]નિવારક કર્મ રજનીથી, ઉદય-પ્રભાત જોતો જા.
જીવન૦ ૧

ભરતને સૌ કળા શીખવી, વળી બાહુબળીજીને;
કહ્યા [2]લક્ષણ તણા અર્થો, ચતુર સુજ્ઞાની ગાતો જા.
જીવન૦ ૨

લીપી વિજ્ઞાન બ્રાહ્મીને, ગણિતનું જ્ઞાન સુંદરીને;
સમર્પ્યું વામ હસ્તેથી, અંતર વિજ્ઞાન લેતો જા.
જીવન૦ ૩

અઢાર કોડાકોડી સાગર, થકી જે બંધ મુક્તિદ્વાર;
ભરતમાંહિ પ્રથમ ખોલ્યું, પ્રથમ જિનરાજ ભજતો જા.
જીવન૦ ૪

મૈયા મરૂદેવીના હસ્તે, જગત ઉપકારને વાસ્તે;
**નેમિ લાવણ્યનો દક્ષ**, કહે જિન ધ્યાન ધરતો જા.
જીવન૦ ૫

---

૧ કર્મરૂપી રાત્રિને દૂર કરનારા. ૨ સામુદ્રિકશાસ્ત્ર.

# ભાગ ૮ મો.

## શ્રી આદીશ્વર જિન સ્તવન.

સમકિત દ્વાર ગભારે પેસતાંજી, પાપ પડલ ગયાં દૂરરે; મોહન મરૂદેવીનો લાડલોજી, દીઠો મીઠો આનંદ પૂરરે, સમ૦ ૧. આયુ વરજીત સાતે કુરમનીજી, સાગર કોડા કોડી હીણુ રે; સ્થિતિ પ્રથમ કરણે કરીજી, વીર્ય અપૂરવ મોગર લીધ રે, સમ૦ ૨. ભુંગળ ભાંગી આદ્ય કષાયનીજી. મિથ્યાત્વ મોહની સાંકળ સાથરે; બાર ઉઘાડયા શમ સંવેગનાજી અનુભવ ભુવને બેઠો નાથરે, સમ૦ ૩. તોરણ બાંધ્યું જીવદયા તણુંજી; સાથીઓ પૂર્યો શ્રદ્ધારૂપરે; ધૂપ ઘડી પ્રભુ ગુણ અનુમોદનાજી, ધી ગુણ મંગળ આઠ અનૂપરે, સમ૦ ૪. સંવર પાણી અંગ પખાલણેજી, કેસર ચંદન ઉત્તમ ધ્યાનરે; આતમ ગુણ રૂચી મૃગમદ મહમહેજી, પંચાચાર કુસુમ પ્રધાન રે, સમ૦

૫. ભાવ પૂજાએ પાવન આતમાજી, પૂજો પરમેશ્વર પુન્ય પવિત્ર રે, કારણ જોગે કારણ નીપજેજી, ખિમા-વિજય જિન આગમ રીત રે, સમ૦ ૬

---

પ્રથમ જિનેશ્વર પૂજવા સૈયર મોરી, અંગ ઉલટ ધરી આવ હો, કેસર ચંદન મૃગમદે, સૈ૦ સુંદર આંગી બનાવહો, સહેજ સલુણો મારો ॥ શિવ સુખ લીનો મારો, જ્ઞાનમાં ભીનો મારો, દેવમાં નગીનો મારો, સાહિબો, સૈ૦ જ્યો જ્યો પ્રથમ જીણંદ હો ॥૧॥ ધન્ય મરૂદેવા કુખને, સૈ૦ વારી જાઉં વાર હજાર હો, સ્વર્ગ શિરોમણીને તજી સૈ૦ જીહાં લહે પ્રભુ અવતાર હો, સહેજ૦ ॥૨॥ દાયક નાયક જન્મથી સૈ૦ લાજ્યો સુરતરૂ વૃંદ હો; યુગલા ધર્મ નિવારણો, સૈ૦ જે થયો પ્રથમ નરિંદ હો, સહેજ૦ ॥ ૩ ॥ લોક નીતિ સવિ શીખવી, સૈ૦

દાખવા મુક્તિનો રાહ હો, રાજ્ય ભળાવી પુત્રને સૈ૦ થાપ્યો ધર્મ પ્રવાહ હો૦ સહેજ૦ ॥ ૪ ॥ સંજમ લેઈને સંચર્યા, સૈ૦ વરસ લગે વિણુ આહાર હો, શેલડી રસ માટે દીઓ, સૈ૦ શ્રી શ્રેયાંસને સુખકાર હો, સહેજ૦ ॥ ૫ ॥ મોટા મહંતની ચાકરી સૈ૦ નષ્ફળ કહીએ ન થાય હો, મુનિપણુ નમિ વિનમિ કર્યા સૈ૦ ક્ષણુમાં ખેચર રાય હો, સહેજ૦ ॥ ૬ ॥ જનનીને કીધું ભેટણું સૈ૦ કેવળ રત્ન અનૂપ હો, પહેલાં માતાજીને મોકલ્યાં સૈ૦ જોવા શિવવહુ રૂપ હો, સહેજ૦ ॥ ૭ ॥ પુત્ર નવાણું પરિવર્યા, સૈ૦ ભરતના નંદન આઠ હો; અષ્ટકરમ અષ્ટાપદે, સૈ૦ યોગ નિરૂદ્ધ નાઠ હો, સહેજ૦ ॥ ૮ ॥ તેહનાં બિંબ સિદ્ધાચળે સૈ૦ પૂજો એ પાવન અંગ હો, ખિમાવિજય જિન નીરખતાં, સૈ૦ ઉછળે હર્ષ તરંગ હો, સહેજ ॥ ૯ ॥

---

# ભાગ ૯ મો.

## શાંતિનાથ ભગવાનનું સ્તવન.

શાંતિજિનેશ્વર સાચો સાહિબ. શાંતિકરણ અનુકુલમેં હો જિનજી, તું મેરા મનમે તું મેરા દિલમેં ધ્યાન ધરૂં પલપલમેં સાહેબજી. તું મેરા૦ ॥૧॥ ભવમાં ભમતાં મેં દરિશન પાયો, આશા પુરો એક પલમેં હો જિનજી, તું મેરા૦ ॥૨॥ નિરમલ જ્યોત વદનપર સોહે; નિકસ્યોજી ચંદ વાદળમે હો જીનજી, તું મેરા૦ ॥ મેરો મન તુમ સાથે લીનો, મીન વસે જ્યું જળમે સાહેબજી, તું મેરા૦ ॥૪॥ જિન રંગ કહે પ્રભુ શાંતિજિનેશ્વર, દીઠોજી દેવ સકળ મેં હો જિનજી, તું મેરા૦ ॥ ૫ ॥

શ્રી શાંતિજીનેશ્વર સાહિબા, તુજ નાઠેરે કેમ છુટાય; મેં લીધી કેડજ તાહરી, તે પ્રસન્ન થયે

રે મુકાય. શ્રી શાંતિ૦ ૧ તું વીતરાગપણું દાખવી, ભોળા જનને રે ભોળાવ; જાણીને કીધી પ્રતિજ્ઞા, તેહથી કહો કોણ ડોલાય. શ્રી શાંતિ૦ ૨ કોઇ કોઇને કેડે મત પડો, કેડે પડ્યા આણે રે વાજ; નિરાગી પણ પ્રભુ ખેંચીઓ, ભક્તે કરી મેં સાત રાજ. શ્રી શાંતિ૦ ૩ પ્રભુ મનમાંહી આણી વાસીઓ, હવે કેમ નીસરવા દેવાય; જો ભેદ રહીત મુંજ શું મીલો, તો પલકમાંહી રે છુટાય. શ્રી શાંતિ૦ ૪ સ્વામી કબજે આવ્યા કેમ છુટશો, દીધા વિણ કેમ કૃપાળ; તો શું હઠવાડ લેઇ રહ્યા, કહે માન કરો ખુશીયાલ. શ્રી૦ શાંતિ૦ ૫

---

## શ્રી પુંડરીક સ્વામીનું સ્તવન.

એક દિન પુંડરીક ગણધરૂ રે લાલ, પૂછે શ્રી આદિ-જીણંદ સુખકારી રે; કહીએ તે ભવજળ ઉતારી રે

લાલ, પામીશ પરમાનંદ ભવવારી રે. એક૦ ૧ કહે જીન ઇણુ ગિરિ પામશોરે લાલ, જ્ઞાન અને નિરવાણ જયકારીરે; તીરથ મહિમા વાધશો રે લાલ, અધિક અધિક મંડાણુ નિરધારી રે. એક૦ ૨ ઇમ નીસુણીને તિહાં આવીયા રે લાલ, ઘાતિ કરમ કર્યા દુર તુમ વારી રે; પંચક્રોડ મુનિ પરિવર્યા રે લાલ, હુઆ સિદ્ધિ હજુર ભવપારી રે. એક૦ ૩ ચૈત્રી પૂનમ દિન કીજીએ રે લાલ, પૂજા વિવિધ પ્રકાર દિલધારી રે; ફળ પ્રદક્ષિણા કાઉસ્સગ્ગારે લાલ, લોગસ્સ થુઇ નમુક્કાર નરનારી રે. એક૦ ૪ દશ વીશ ત્રીશ ચાલીશ ભલા રે લાલ, પચાસ પુષ્પની માળ અતિ સારી રે; નરભવ લાહો લીજીએ રે લાલ, જેમ હોય જ્ઞાન વિશાળ મનોહારી રે. એક૦ ૫

---

વીરજી આવ્યા રે વિમળાચળ કે મેદાન, સુરપતિ પાયા રે, સમોવસરણુ કે મંડાણુ, દેશના દેવે વીરજી

સ્વામ, શત્રુંજય મહિમા વર્ણવે તામ, ભાખ્યા આઠ ઉપર સો નામ, તેહમાં ભાખ્યું રે, પુંડરીકગિરિ અભિધાન, સોહમ ઈંદો રે તવ પૂછે બહુ માન, કીમ થયું સ્વામી રે, ભાખો તાસ નિદાન. વીર૦ ૧ પ્રભુજી ભાખે સાંભળ ઈંદ્ર, પ્રથમ જે હુઆ ઋષભ જિણંદ, તેહના પુત્ર તે ભરત નરિંદ, ભરતના હુઆ રે ઋષભસેન પુંડરીક, ઋષભજી પાસે રે દેશના સુણી તહકીક, દીક્ષા લીધી રે ત્રિપદી જ્ઞાન અધિક. વીર૦ ૨ ગણધર પદવી પામ્યા જામ, દ્વાદશાંગી ગુંથી અભિરામ, વિચરે મહીયલમાં ગુણધામ, અનુક્રમે આવ્યા રે, શ્રી સિદ્ધાચળ ઠામ, મુનિવર કોડીરે પંચતણે પરિણામ, અણસણ કીધા રે જીન આતમ ઉદ્દામ. વીર૦ ૩ ચૈત્રી પૂનમ દિવસે એહ, પામ્યા કેવળ જ્ઞાન અછેહ, શિવસુખ વરીઆ અમર અદેહ, પૂરણાનંદીએ અગુરૂ લઘુ અવગાહ, અજ અવિનાશીરે નિજપદ ભોગી અબાહ, નિજગુણ ધરતા રે, પર

પુદ્ગલ નહીં ચાહ. વીર૦ ૪. તેણે પ્રગટ્યું પુંડરીક ગિરિ નામ; સાંભળ સોહમ દેવલોક સ્વામ, એહનો મહિમા અતિહિ ઉદ્દામ, તેણે દિન કીજે રે, તપ જપ પૂજા ને દાન, વ્રત વળી પોસહ રે જે કરે અનિદાન ફળ તસ પામે રે પંચક્રોડ ગુણમાન. વીર૦ ૫. ભક્તે ભવ્ય જીવ જે હોય, પંચમે ભવ મુક્તિ લહે સોય, તેહમાં બાધક છે નહિ કોય, વ્યવહાર કેરી રે મધ્યમ ફલની એ વાત, ઉત્કૃષ્ટ યોગે રે અંતર મુહુર્ત વિખ્યાત, શિવસુખ સાધે રે. નિજ આતમ અવદાત. વીર૦ ૬. ચૈત્રી પૂનમ મહિમા દેખ, પૂજા પંચપ્રકારી વિશેષ, તેહમાં નહી ઉણીમ કાંઇ રેખ, એણી પરે ભાખી રે, જીનવર ઉત્તમ વાણુ, સાંભળી બુઝયા રે, કેઇક ભવિક સુજાણ, એણી પરે ગાયો રે, પદ્મવિજય સુપ્રમાણ, વીરપ્રભુ આવ્યા રે, વિમલાચલ કે મેદાન. ॥ ૭ ॥



## ૧ રાયણ પગલાનું સ્તવન.

ઉમૈયા મુજને ઘણી જીહો, ભેટું વિમળ ગિરિરાય, હોઇતરા [હિતારી] મુજ પાંખડી જીહો, લળી લળી લાગુ પાય કે મોહનગારા હો રાજ રૂડા, મારા સાંભળ સલુણા સુડા, ૧. શેત્રુંજો શિખર સોહામણો, જીહો ધન્ય ધન્ય રાયણરૂખ; ધન્યપગલાં પ્રભુજી તણાં જીહો દીઠડે ભાંગે ભૂખ કે મોહન૦ ૨. ઇણગિરિ આવી સમોસર્યા જીહો, નાભિ નરિંદ મલ્હાર; પાવન કીધી વસુંધરા જીહો; પુર્વ નવાણું વાર કે મોહન૦ ૩. પુંડરીક મુનિ મુગતે ગયા જીહો, સાથે મુનિ પંચક્રોડ; પુંડરીક ગિરિવર એ થયા જીહો, નમો નમો બે કરજોડ કે મોહન૦ ૪. એણે તિર્થે સિધ્યા ઘણા જીહો, સાધુ અનંતી ક્રોડ; ત્રણ ભુવનમાં જોવતાં જીહો, નહીં કોઈ એહની જોડ કે મોહન૦ ૫. મનવંછિત સુખ મેળવે જીહો, જપતા એગિરિ-રાજ; દ્રવ્ય ભાવ વૈરી તણાં જીહો, ભય જાયે સવિ

ભાંજ કે મોહન૦ ૬. વાચક રામવિજય કહે જીહો, નમો નમો તીરથ એહ, શિવમંદિરની શ્રેણુ છે જીહો, એહમાં નહી સંદેહ કે મોહન૦ ૭

૨

નીલુડી રાયણ તરૂ તળે સુણ સુંદરી, પીલુડા પ્રભુના પાયરે ગુણમંજરી; ઉજ્જવળ ધ્યાને ધ્યાઇએ સુણ૦ એહીજ મુક્તિ ઉપાય રે ગુણ૦ ॥૧॥ શીતળ છાંયે બેસીએ સુણ૦, રાતડો કરી મન રંગ રે ગુણ૦ પુજીએ સોવન ફુલડે સુણ૦, જેમ હોય પાવન અંગરે ગુણ૦ ॥૨॥ ખીર ઝરે જેહ ઉપરે સુણ૦, નેહ ધરીને એહ રે ગુણ૦; ત્રીજે ભવે તે શિવ લહે સુણ૦, થાયે નિરમળ દેહરે ગુણ૦ ॥૩॥ પ્રીત ધરી પ્રદક્ષિણા સુણ૦ દીયે એહને જે સાથરે ગુણ૦; અભંગ પ્રીતિ હોય તેહને સુણ૦, ભવ ભવ તુમ આધારરે ગુણ૦ ॥૪॥ કુસુમ પત્રફળ મંજરે સુણ૦, શાખા થડને મૂળે રે ગુણ૦; દેવ તણા વાસાય છે સુણ૦, તીરથને અનુકુલ રે ગુણ૦ ॥૫॥

તીરથ ધ્યાન ધરો મુદા સુણુ૦, સેવો એહની છાંયરે ગુણુ૦; જ્ઞાનવિમલ ગુણુ ભાખીયો સુણુ૦, શેતરૂંજા માહાત્મ્ય માંહ્ય રે ગુણુ મંજરી. ॥૬॥

૩

શ્રી આદીશ્વર અંતરજામી, જીવન જગત આધાર; શાંત સુધારસ જ્ઞાને ભરીયો, સિદ્ધાચળ શણગાર. રાયણ રૂડી રે, જીહાં પ્રભુ પાય ધરે, વિમળગિરિ વંદો રે, દેખત દુઃખ હરે; પુણ્યવંતા પ્રાણી રે, પ્રભુજીની સેવા કરે. વિમળ૦ ૧ ગુણ અનંતા ગિરિવર કેરા, સિદ્ધયા સાધુ અનંત; વળી રે સિદ્ધશે વાર અનંતી, એમ ભાખે ભગવંત. ભવોભવ કેરાં રે, પાતિક દૂર કરે, વિમળ૦ ૨. વાવડીયું રસ-કુંપા કેરી, મણી–માણેકનીરે ખાણ; રત્નખાણ બહુ રાજે હો તીરથ, એહવી શ્રી જિનવાણ. સુખના સ્નેહી રે, બંધન દૂર કરે, વિમ૦ ૩. પાંચ કોડીશું પુંડરીક સિધ્યા, ત્રણ કોડીશું રામ; વીશ કોડીશું પાંડવ,

મુક્તે, સિદ્ધક્ષેત્ર સિદ્ધ ઠામ. મુનિવર મોટારે અનંત મુક્તિ વરે, વિમલ૦ ૪. એસો તીરથ ઔર ન જગમાં, ભાખે શ્રી જીન ભાણુ; દુરગતિ કાપે ને પાર ઉતારે વ્હાલો, આપે કેવલ નાણ. ભવિજન ભાવે રે, જે એહુની સેવા કરે વિમલ૦ ૫. દ્રવ્ય ભાવશું પૂજા કરતાં, પુજો શ્રી જીનપાય; ચિદાનંદ સુખ આતમ ભેદી જ્યોતિસે જ્યોતિ મીલાય. કીરતિ એહુની રે, માણેક મુનિ કરે, વિમલ૦ ૬.

## ૪

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

આવો આવો પાસજી મુજ મળીયા રે, મારા મનના મનોરથ ફળીયા, આવો૦ (એ આંકણી) તારી મૂરતી મોહનગારીરે, શ્રી સંઘને લાગી છે પ્યારી રે, તમને મોહી રહ્યા સુરનરનારી, આવો૦ ૧ અલબેલી મૂરત પ્રભુ તારી રે, તારા મુખડા ઉપર જાઉં વારી રે, નાગ નાગણીની જોડ ઉગારી, આવો૦ ૨

ધન્ય ધન્ય દેવાધિદેવા રે, સુરલોક કરે છે સેવા રે, અમને આપોને શિવપુર મેવા, આવો૦ ૩. તમે શિવરમણીના રસીયા રે, જઈ મોક્ષપુરીમાં વસીયારે, મારા હૃદય કમલમાં વસીયા, આવો૦ ૪. જે કોઈ પાર્શ્વતણા ગુણ ગાશે રે, ભવ ભવના પાતિક જાશે રે; તેના સમકિત નિર્મળ થાશે, આવો૦ ૫. પ્રભુ ત્રેવીશમા જીનરાયા રે, માતા વામાદેવીના જાયા રે, અમને દરિશન દ્યોને દયાળા, આવો૦ ૬. હું તો લળી લળી લાગું છું પાયરે, મારા ઉરમાં તે હરખ ન માય રે, એમ માણેક વિજય ગુણ ગાય, આવો આવો પાસજી મુજ મળીયા રે. ૭

---

પ્યારો પ્યારો રે હો વાલા મારા પાસ જીણંદ મુને પ્યારો; તારો તારો રે વાલા મારા ભવના દુઃખડા વારો. કાશીદેશ વાણારશી નગરી, અશ્વસેન કુલ સોહીએ:રે, પાસજિણંદ વામાનંદ મારા વાલા;

દેખત જન મન મોહીએ, પ્યારો૦ ૧ છપ્પન દિગ-કુમરી મીલી આવે, પ્રભુને હુલરાવે રે; થેઈ થેઇ નાચ કરે મારાવાલા, હરખે જીનગુણ ગાવે, પ્યારો૦૨ કમઠ હઠ ગાળ્યો પ્રભુ પાર્શ્વે બળતો ઉગાર્યો ફણી નાગરે, દીઓ સાર નવકાર નાગકું, ધરણેંદ્ર પદ પાયો પ્યારો૦ ૩. દીક્ષા લઇ પ્રભુ કેવળ પાયો, સમવસરણમેં સુહાયોરે; દીયે મધુરી દેશના પ્રભુ, ચૌમુખ ધર્મ સુણાયો, પ્યારો૦ ૪. કર્મ ખપાવી શિવપુર જાવે, અજરામર પદ પાવે રે, જ્ઞાન અમૃત રસ ફરસે મારા વ્હાલા જ્યોતિસે જ્યોતિ મિલાવે, પ્યારો૦ ૫

૧

## જૈનાચાર્ય શ્રી વિજયમોહનસૂરીશ્વરજીએ રચેલું શ્રી પાર્શ્વજીન સ્તવન.

( ભેખરે ઉતારો રાજા ભરથરી—એ રાગ )

મન મોહન પ્રભુ પાસજી, સુણો જગત આધા-રજી; શરણે આવ્યો પ્રભુ તાહરે, મુજ દુરિત

નિવારજી. મન૦ ૧ વિષય કષાયના પાશમાં, ભમ્યો કાલ અનંતજી, રાગ દ્વેષ મહા ચોરટા, લુંટયો ધર્મનો પંથજી. મન૦ ૨ પણ કોઇ પુરવ પુન્યથી, મલીયા શ્રી જિનરાજજી; ભવસમુદ્રમાં બુડતાં, અવલંબન જીમ જહાજજી. મન૦ ૩ કમઠે નિજ અજ્ઞાનથી, ઉપસર્ગ કીધા બહુ જાતજી; ધ્યાનાનલ પ્રગટાવીને, કીધો કર્મનો ઘાતજી મન૦ ૪ કેવળજ્ઞાનથી દેખીયું, લોકાલોક સ્વરૂપજી; વિજય મુક્તિ પદ જઇ વર્યું, સાદિ અનંત ચિદ્રૂપજી. મન૦ ૫ તે પદ પામવા ચાહતો, **મોહન કમલ**નો દાસજી, મનમોહન પ્રભુ માહરી, પુરો મનની આશજી, મનમોહન પ્રભુ પાસજી૦ ૬.

---

## વાસુપુજ્ય સ્વામીનું સ્તવન.

( વીરા વૈસ્યાના યારી—એ રાગ )

વાસુપુજ્ય વિલાસી, ચંપાના વાસી, પુરો અ-

મારી આશ; કરૂં પુજા હું ખાસી કેસર ઘાસી પુષ્પ સુવાસી પૂરો અમારી આશ. ચૈત્યવંદન કરૂં ચિત્તથી પ્રભુજી ગાઉં ગીત રસાળ; એમ પૂજા કરી વિનંતિ કરૂં છું, આપો મોક્ષ વિશાળ; દીયો કર્મને ફાંસી કાઢો કુવાસી જેમ જાય નાસી, પૂરો અમારી આશ. વા૦ ૧ આ સંસાર ઘોર મહોદધિથી, કાઢો અમને બહાર સ્વારથનાં સહુ કોઈ સગાં છે, માત પિતા પરિવાર; બાળમિત્ર ઉલ્લાસી વિજય વિલાસી અરજી ખાસી પુરો અમારી આશ. વાસુપુજ્ય૦ ૨

## મહાવીર સ્વામી સ્તવન.

વહાલા વીરજીનેશ્વર જન્મ જરા નિવારજો રે, પ્યારા પ્રભુજી પ્રીતે મુજ શિર પર કર સ્થાપજો રે, વહાલા વી. ૧ ત્રણ રત્ન આપો પ્રભુ મુજને, ખોટ ખજાનો કો નહીં તુજને; અરજી ઉર ધરી, કર્મ કટક સંહારજો રે, વહાલા૦ ૨ કુમતિ ડાકણ વળગી મુજને,

નમી નમી વિનવું હે પ્રભુ તુજને, એ દુઃખથી દૂર કરવા વહેલા આવજોરે, વહાલા૦ ૩ ભવ અટવીમાં ભુલો પડીયો, તું સાહેબ સાચો મને મળીયો; સેવકને શિવપુરની સડક દેખાડજોરે, વહાલા વી૦ ૪

( ૨ )

ગિરૂઆરે ગુણતુમ તણા, શ્રી વર્દ્ધમાન જિનરાયારે; સુણતાં શ્રવણે અમી ઝરે, માહરી નિર્મલ થાયે કાયરે ॥ ગિ૦ ॥ ૧ ॥ તુમગુણ ગણ ગંગાજલે, હું ઝીલી નિર્મલ થાઉંરે ॥ અવર ન ધંધો આદરૂં; નિશદિન તોરા ગુણ ગાઉં રે ॥ ગિ૦ ॥ ૨ ॥ ઝીલ્યાં જે ગંગાજલે, તે છિલ્લર જલ નવિ પેસેરે; જે માલતી ફુલે મોહીયા, તે બાવલ જઇ નવિ બેસેરે ॥ ગિ૦ ॥ ૩ ॥ એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યાને વલી માચ્યા રે; તે કેમ પરસુર આદરે, જે પરનારી વશ રાચ્યારે ॥ ગિ૦ ॥ ૪ ॥ તું ગતિ તું

મતિ આશરો, તું આલંબન મુજ પ્યારોરે; વાચક યશ કહે માહરે, તું જીવન જીવ આધારોરે ॥ગિ૦॥૫॥

( ૩ )

તારહો તાર પ્રભુ મુઝ સેવક ભણી, જગતમાં એટલું સુજશ લીજે; દાસ અવગુણ ભર્યો, જાણી પોતા તણો, દયાનિધિ દીન પર દયા કીજે ॥ તા૦ ॥ ૧ ॥ રાગ દ્વેષે ભર્યો મોહવૈરી નડ્યો, લોકની રીતમાં ઘણું એ રાતો; ક્રોધ વશ ધમ ધમ્યો, શુદ્ધ ગુણ નવિ રમ્યો, ભમ્યો ભવમાંહિ હું વિષય માતો ॥ તા૦ ॥ ૨ ॥ આદર્યું આ ચરણ, લોક ઉપચારથી, શાસ્ત્ર અભ્યાસ ન કાંઇ કીધો; શુદ્ધ શ્રદ્ધા ન વળી, આત્મ અવલંબ વિનુ, તેહવો કાર્ય તિણે કોન સિધ્યો ॥ તા૦ ॥ ૩ ॥ સ્વામિ દરિસણ સમો, નિમિત્ત લહિ નિર્મળો, જો ઉપાદન એ શુચિ ન થાશે; દોષ કો વસ્તુનો, અહવા ઉદ્યમ તણો, સ્વામિ સેવા લહી નિકટ

લાશે ॥ તા૦ ॥ ૪ ॥ સ્વામિ ગુણ ઓળખી, સ્વામિને જે ભજે, દરિસણ શુદ્ધતા તેહ પામે; જ્ઞાન ચારિત્ર તપ, વીર્ય ઉલ્લાસથી, કર્મ જીપી વસે મુક્તિધામે ॥ તા૦ ॥ ૫ ॥ જગત વત્સલ મહાવીર જિનવર સુણી; ચિત્ત પ્રભુ ચરણને શરણ વાસ્યો; તારજો બાપુજી, બિરૂદ નિજ રાખવા, દાસની સેવના રખે જોશો ॥ તા૦ ॥ ૬ ॥ વિનતી માનજો, શક્તિ એ આપજો, ભાવસ્યાદ્વાદતા શુદ્ધ ભાસે; સાધી સાધક દશા, સિદ્ધતા અનુભવી, દેવચંદ્ર વિમલ પ્રભુતા પ્રકાશે ॥તા૦ ॥૭॥

( ૪ )

સિદ્ધારથનારે, નંદન વિનવું, વિનતડી અવધાર; ભવ મંડપમાં રે નાટક નાચીયો, હવે મુજ પાર ઉતાર, સિ૦ ૧ ત્રણ રતન મુજ આપો તાતજી જેમ નાવે રે સંતાપ; દાન દીયંતા રે પ્રભુજી, કોસીર કીસી, આપો પદવી રે આપ, સિ૦ ૨ ચરણ અંગુઠે રે મેરૂ કંપાવીયો, સુરનું મોડ્યું રે માન;

અષ્ટ કરમના ઝઘડા જીતવા, દીધું વરસી રે દાન, સિ૦ ૩ શાસન નાયક શિવસુખ દાયક ત્રિશલા કુખે રતન; સિદ્ધારથનો રે વંશ દીપાવીયો પ્રભુજી તમે ધન્ય ધન્ય, સિ૦ ૪ વાચક શેખર કીર્તિવિજય ગુરૂ પામી તાસ પસાય; ધર્મ તણા એ જીન ચોવીસમા, વિનયવિજય ગુણગાય, સિ૦૫.

( ૫ )

સિદ્ધગિરિ મંડન ઇશ સુણો મુજ વિનતિ, મારૂદેવીના નંદન છો શિવરમણી પતિ; પૂરક ઇષ્ટ અભિષ્ટ ચૂરક કર્માવલી, ભવ ભય ભંજન રંજન તુજ મુદ્રા ભલી૦ ૧ ॥ અનંત ગુણના આધાર અનંતી લક્ષ્મી વર્યા, ક્ષાયિક ભાવે દરિશન જ્ઞાન ચારિત્ર ધર્યા; અજર અમર નિરૂપાધ સ્થાન પહોંતા જિહાં, ચાર ગતિ માંહી ભમતો મૂકયો મુજને ઇહાં૦ ૨ ॥ ક્રોધ લોભ મોહ મત્સર વશ હું ધમધમ્યો, પણ નિજ ભાવમાં એક ઘડી પ્રભુ નવી રમ્યો, સાર કરો ઇણુ અવસર પ્રભુ

ઉચિત સહી, મોહ ગયે જો તારો તો તેહમાં અ ધક નહીં૦ ૩ ॥ પણ તુજ દર્શન પામી અનુભવ ઉલસ્યો, મિથ્યા તામસ સુર (સૂર્ય) સરીખો તુંહી મીલ્યો; ઉદય હુઓ પ્રભુ આજ ભાગ્ય મુજ જાગીયાં, તુજ મુખ ચંદ્ર ચકોર નયણ મુજ લાગીયાં૦ ૪ ॥ તેહી જીવ્હા ધન્ય જેણે તુજ ગુણ સ્તવ્યા, ધનધન તેહીજ નયણ જેણે તુજ નીરખીયા; મૂર્ત્તિ મનહરપદ્મ મનઅલિ મોહીયો, જાણું ભવ મહાસાયર ચુલકપાણું લહ્યો૦ ૫ ॥ ભવ અ-ટવી સથ્થવાહ કર્મ કરિ કેસરી, જન્મ જરા મૃતિ રોગચ્છેદ ધનવંતરી; જ્ઞાન રયણ રયણાયર ગુણમણી ભૂધરા, રાગદ્વેષ કષાય જીતી થયા જીનવરા૦ ૬ ॥ તારક મોહ નિવારક કષ્ટ મુજ કાપજો, ભવોદધિ પાર ઉતારી મુક્તિપદ આપજો; **કમલવિજયજી**સૂરીશ ચરણ તસ કિંકરૂ, કહે **મોહન** તુજ ધ્યાન ભવોભવ હું ધરૂં૦ ૭ ॥

---

# ભાગ ૧૦ મો.

## બીજ, પાંચમ, આઠમ, એકાદશીની ઢાળો.

### બીજનું સ્તવન.

પ્રણુમી શારદ માય, શાસન વીર સુહંકરૂજી, બીજ તિથિ ગુણુગેહ, આદરો ભવીયણ સુંદરૂજી. ૧ એહ દિન પંચ કલ્યાણુ, વિવરીને કહું તે સુણોજી; મહા સુદિ બીજે જાણુ, જન્મ અભિનંદન તણોજી. ૨ શ્રાવણ સુદિની હો બીજ, સુમતિ ચવ્યા સુરલોકથીજી; તારણુ ભવોદધિ તેહ, તસ પદ સેવે સુરથોકથીજી. ૨ સમ્મેતશિખર શુભ ઠામ, દશમા શીતળજીન ગાણુંજી; ચૈત્ર વદિની હો બીજ, વર્યા મુક્તિ તસ સુખ ઘણુંજી. ૪ ફાલ્ગુન માસની બીજ, ઉત્તમ ઉજ્જવળ માસનીજી; અરનાથ ચ્યવન, કર્મ ક્ષયે ભવપાશથીજી. ૫ ઉત્તમ માઘજ માસ, સુદિ બીજે વાસુપૂજ્યનોજી; એહીજ દિન કેવળનાણુ,

શરણુ કરી જિનરાજનોજી. ૬ રમણી રૂપ કરો ખેત, સમક્તિ રૂપ રોપો તીહાંજી, ખાતર કિરિયા હો જાણુ, ખેડ સમતા કરો જીહાંજી. ૭ ઉપશમ તદ્દરૂપ નીર, સમક્તિ છોડ પ્રગટ હોવેજી; સંતોષ કેરી અહો વાડ, પચ્ચખ્ખાણુ વ્રત ચોકી સોહેજી. ૮ નાસે કર્મરિપુ ચોર, સમકિત વૃક્ષ ફલ્યો તીહાંજી; માંજર અનુભવ રૂપ, ઉતરે ચારિત્ર ફળ જહાંજી. ૯ શાંત સુધારસ વારિ, પાન કરી સુખ લીજીએજી; તંબોલ સમ લ્યો સ્વાદ, જીવને સંતોષ રસ કરી કીજીએજી. ૧૦ બીજ કરો દોય માસ, ઉત્કૃષ્ટી બાવીશ માસનીજી; ચોવીહાર ઉપવાસ, પાલીયે શીલ વસુદાસનીજી. ૧૧ આવશ્યક દોય વાર, પડિલેહણુ દોય લીજીએજી; દેવવંદન ત્રણુ કાલ, મન વચ કાયાએ કીજીએજી. ૧૨ ઉજમણું શુભ ચિત્ત, કરી ધરીએ સંયોગથીજી; જીન વાણી રસ એમ, પીજીએ શ્રુત ઉપયોગથીજી. ૧૩ એણી વિધિ કરીએ હો બીજ, રાગ ને દ્વેષ દૂરે કરીજી;

કેવળ પદ લઈ તાસ, વરે મુક્તિ ઉલટ ધરીજી. ૧૪
જીનપુજા ગુરૂભક્તિ, વિનય કરી સેવો સદાજી. ૧૫
પદ્મવિજય સુશિષ્ય, ભક્તિ પામે સુખ સંપદાજી. ૧૬

---

## જ્ઞાનપંચમીનું સ્તવન.

સુત સિદ્ધારથ ભૂપનો રે, સિદ્ધારથ ભગવાન; બારહ પરખદા આગળે રે, ભાખે શ્રી વર્ધમાન રે, ભવિયણ ચિત્ત ધરો; મન વચ કાય અમાયો રે જ્ઞાન ભક્તિ કરો ( એ આંકણી ) ૧ ગુણ અનંત આતમ તણા રે, મુખ્યપણે તીહાં હોય; તેહમાં પણ જ્ઞાનજ વડું રે. જિણથી દંસણ હોય રે. ભ૦ ૨ જ્ઞાને ચારિત્ર ગુણ વધે રે, જ્ઞાને ઉદ્યોત સહાય; જ્ઞાને સ્થવિરપણું લહે રે, આચારજ ઉવજઝાય રે. ભ૦ ૩ જ્ઞાની શ્વાસોશ્વાસમાં રે, કઠિન કર્મ કરે નાશ; વન્હિ

જેમ ઇંધણ દહે રે, ક્ષણમાં જ્યોતિ પ્રકાશ રે. ભ૦ ૪ પ્રથમ જ્ઞાન પછી દયા રે, સંવર મોહ વિનાશ; ગુણ ઠાણાંગ પગથાલીએ રે, જેમ ચઢે મોક્ષ આવાસ રે, ભ૦ ૫ મઇ સુઅ ઓહિ મણ પજ્જવા રે, પંચમ કેવલ જ્ઞાન; ચઉ મૂંગા શ્રુત એક છે રે, સ્વપર પ્રકાશ નિદાન રે. ભ૦ ૬ તેહના સાધન જે કહ્યાં રે, પાટી પુસ્તક આદિ; લખે લખાવે સાચવે રે, ધર્મી ધરી અપ્રમાદો રે. ભ૦ ૭ ત્રિવિધ આશાતના જે કરે રે, ભણતાં કરે અંતરાય અંધા બહેરા બોબડા રે, મૂંગા પાંગુલા થાય રે. ભ૦ ૮ ભણતાં ગણતાં ન આવડે રે, ન મળે વલ્લભ ચીજ; ગુણમંજરી વરદત્ત પરે રે જ્ઞાન વિરાધન બીજ રે. ભ૦ ૯ પ્રેમે પુછે પરખદા રે, પ્રણમી જગગુરૂ પાય; ગુણમંજરી વર દત્તનો રે, કરો અધિકાર પસાય રે. ભ૦ ૧૦

———

## અષ્ટમીનું સ્તવન.

હાં રે મારે ઠામ ધર્મના સાઠા પચવીશ દેશજો, દીપે રે ત્યાં દેશ મગધ સહુમાં શીરે રે લોલ; હાંરે મારે નગરી તેહમાં રાજગ્રહી સુવિશેષ જો, રાજેરે ત્યાં શ્રેણીક ગાજે ગજ પરેરે લોલ. ૧ હાંરે મારે ગામ નગરપુર પાવન કરતાં નાથ જો, વિચરંતા તીહા આવી વીર સમોસર્યા રે લોલ; હાંરે ચૌદ સહસ મુનિવરનો સાથે સાથજો, સૂધારે તપ સંયમ શીયલે અલંકર્યા રે લોલ. ૨ હાંરે ફુલ્યા રસભર ઝુલ્યા અંબ કદંબ જો, જાણું રે ગુણશીલવન હસી રોમાંચીયો રે લોલ; હાંરે વાયા વાયા સુવાય તીહાં અવિલંબજો, વાસે રે પરિમલ ચિહું પાસે સંચીયો રે લોલ. ૩ હાંરે દેવ ચતુરવિધ આવે કોડાકોડજો, ત્રિગડું રે મણી હેમ રજતનું તે રચે રે લોલ; હાંરે ચોસઠ સુરપતિ સેવે હોડા હોડજો, આગે રે રસ

લાગે ઈંદ્રાણી નચે રે લોલ. ૪ હાંરે મણિમય હેમ સિંહાસન બેઠા આપજો, ઢાળે રે સુર ચામર મણી રત્ને જડયા રે લોલ; હાંરે સુણતાં દુદંભિ નાદ ટળે સવિ તાપ જો, વરસે રે સુર ફુલ સરસ જાનું અડયા રે લોલ. ૫ હાંરે તાજે તેજે ગાજે ઘન જેમ ઘુંબજો, રાજે રે જીનરાજ સમાજે ધર્મને રે લોલ; હાં નીરખી હરખી આવે જન મન ઘુંબજો, પોષે રે રસ ન પડે ઘોષે ભર્મને રે લોલ. ૬ હાંરે આગમ જાણી જિનનો શ્રેણિક રાય જો, આવ્યો રે પરિવરીયો હય ગય રથ પાયગે રે લોલ. ૬ હાંરે દેઈ પ્રદક્ષિણા વંદી બેઠો ઠાયજો, સુણવા રે જિનવાણી મોટે ભાયગે રે લોલ. ૭ હાંરે ત્રિભુવન નાયક લાયક તવ ભગવંત જો, આણી રે જન કરૂણા ધર્મ કથા કહે રે લોલ; હાંરે સહજ વિરોધ વિસારી જગના જંત જો, સુણવા રે જીનવાણી મનમાં ગહગહે રે લોલ. ૮

---

# એકાદશીનું સ્તવન.

જગપતિ નાયક નેમિજિણંદ, દ્વારિકા નગરી સમોસર્યા; જગપતિ વંદવા કૃષ્ણ નરિંદ જાદવ કુલ શું પરિવર્યા. ૧ જગપતિ ખીગુણ ફૂલ અમૂલ, ભક્તિ ગુણમાલા રચી; જગપતિ પૂજી પુછે કૃષ્ણ, ક્ષાયિક સમકિત શિવરૂચી. ૨ જગપતિ ચારિત્ર ધર્મ અશક્ત રક્ત આરંભ પરિગ્રહે; જગપતિ મુજ આતમ ઉદ્ધાર, કારણ તુમ વિણ કોણ *કહે. ૩ જગપતિ તુમ સરખો મુજ નાથ, માથે ગાજે ગુણનીલો; જગપતિ કોઇ ઉપાય બતાવ, જેમ કરે શિવ વધુ કંતલો. ૪ નરપતિ ઉજ્જવળ માગશીર માસ, આરાધો એકાદશી નરપતિ એકસો ને પચાસ, કલ્યાણક તિથિ ઉલ્લસી. ૫ નરપતિ દશ ક્ષેત્રે ત્રણ કાળ ચોવીશી ત્રીશે મળી; નરપતિ નેવું જિનનાં કલ્યાણ, વિસ્તરી કહું આગળ વળી. ૬ નરપતિ અર દીક્ષા નમિ નાણ, મલ્લિ જન્મ

વ્રત કેવલી; નરપતિ વર્તમાન ચોવીશી; માંહે કલ્યા. ણુક આ વળી. ૭ નરપતિ મૌનપણે ઉપવાસ, દો- ઢસો જપમાળા ગણો; નરપતિ મન વચ કાયા પવિત્ર ચરિત્ર સુણોં સુવ્રત તણો. ૮ નરપતિ દાહીણુ ધાતકી ખંડ પશ્ચિમ દિશિ ઇષુકારથી; નરપતિ વિજય પાટણુ અભિધાન સાચો નૃપ પ્રજાપાલથી ૯ નરપતિ નારી ચંદ્રાવતી તાસ, ચંદ્રમુખી ગજગામિની; નરપતિ શ્રેષ્ઠી શૂર વિખ્યાત,શીયલ સલીલા કામિની. ૧૦ નરપતિ પુત્રાદિક પરિવાર, સાર ભૂષણુ ચીવરી ધરી; નરપતિ જાયે નિત્ય જિન ગેહ, નમન સ્તવન પૂજા કરે ૧૧ નરપતિ પોષે પાત્ર સુપાત્ર, સામાયિક પોષહ કરે; નરપતિ દેવવંદન આવશ્યક, કાળ વેળાએ અનુસરે. ૧૨

---

## શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

મને તો મળીયો મારો નાથ; પૂર્વના પુન્ય

પસાય રે, મને તો૦ ૧ પ્રીતિ અનાદિની ભૂલી ગયા છો સ્વામી, હવે નહિ છોડું તારો સાથ, છોડું નહિ કદાપિ રે મને તો૦ અનાદિકાળનો હું રખડું છું જિનજી રે ભ્રમણ કરૂં છું ગતિ ચાર, દુઃખ બહુ તેથી પામું રે, મને તો૦ ૨ હવે તમે મળીયા સ્વામી, દુઃખ હમારૂં કાપો, આપો શિવરમણીનો સાથ, આપો પ્રીત કરીને રે; મને તો૦ ૩ સુલસાદિક નવને આપે, જિન પદ દીધું વહાલા ચંદનબાલાનું કાપ્યું દુઃખ, તેમ અમારૂં કાપો રે, મને તો૦ ત્રિશલાના નંદન જિનજી, વિનતિ અવધારો વહાલા; પ્રીતેથી ખેંચી લ્યોને હાથ, નાથ મેં તમને ધાર્યા રે, મને તો૦ ૫ શામજી કહે છે, વ્હાલા વીરપ્રભુના ગુણ, ગાવાથી તરીએ આ સંસાર, વાત છે તેહજ સાચી રે, મને તો૦ ૬

---

## શ્રી સીમંધરજીનું સ્તવન.

સુણો ચંદાજી! સીમંધર પરમાતમ પાસે જાજો, મુજ વિનતડી, પ્રેમ ધરીને એણી પરે તુમે સંભળાવજો. ૧ જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઈંદ્ર પાયક છે, જ્ઞાન દરિસણ જેહને ક્ષાયક છે, સુણો૦ ૨ જેની કંચન વરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે; પુંડરીકગિરિ નગરીનો રાયા છે, સુણો૦ ૩ બાર પર્ષદા માંહી બિરાજે છે, જસ ચોત્રીસ અતિશય છાજે છે; ગુણ પાંત્રીસ વાણીએ ગાજે છે, સુણો૦ ૪ ભવિજનને તે પડિબોહે છે, તુમ અધિક શીતળ ગુણ સોહે છે; રૂપ દેખી ભવિજન મોહે છે, સુણો૦ ૫ તુમ સેવા કરવા રસીયો છું; પણ ભરતમાં દૂરે વસીયો છું; મહા મોહરાય કર ફસીયો છું, સુણો૦ ૬ પણ સાહિબ ચિત્તમાં ધરીઓ છે, તુમ આણા ખડગકર ગ્રહીઓ છે; તો કાંઈક મુજથી ડરીઓ છે,

સુણો૦ ૭ જીન ઉત્તમ પુંઠ હવે પૂરો, કહે પદ્મ-વિજય થાઉં શૂરો; તો વાધે મુજ મન અતિ નૂરો, સુણો૦ ૯

## શ્રી પંચતીર્થનું સ્તવન.

( ચોવીશી ચોકની દેશી )

હે સાહેબજી નેક નજર કરી નાથ સેવકને તારો હે સાહેબજી મહેર કરી પૂજાનું ફળ મને આલો; પ્રભુ તુજ મૂરતિ મોહન વેલી, પૂજે સુર અપછરા અલબેલી; વર ઘનસાર કેશરશું ભેળી. હે સાહેબજી૦ ૧ સિદ્ધાચળ તીર્થ ભવિસેવો, ચૌદ ક્ષેત્રે તીરથ નહી એવો; એમ બોલે દેવાધિદેવો, હે સાહેબજી૦ ૩ આબૂગઢે આદિ જિનરાયા, નેમિનાથ શિવાદેવી જાયા; જસ ચોસઠ ઇંદ્રે ગુણ ગાયા, હે સાહેબજી૦

૪ વળી સમ્મેતશિખર જગના ઇશ, ગયા મોક્ષે જીન- રાજ વીશ; ધ્યેય ધ્યાવો ભવિજન નિશદિશ, હે સાહેબજી૦ ૫. અષ્ટાપદે સકળ કર્મ ટાળી, પ્રભુ વરીયા શિવવધૂ લટકાળી; આદીશ્વર પૂજતાં દીવાળી, હે સાહેબજી૦ એ આદિ તીર્થ પ્રણમો મનરંગે, વળી પૂજા પ્રભુને નવ અંગે; કહે ધર્મચંદ્ર અતિ ઉમંગે હે સાહેબજી૦ ૭

## ઉપાધાનનું સ્તવન.

( સુણો શાંતિજીણંદ સોભાગી-એ દેશી )

ભાઈ હવે માળ પહેરાવો, સ્વામી સ્વામિનીને નોતરાવો; ભલાં ભોજન ભક્તિ કરાવો, રૂપાની રકેબી કરાવો. માંહે મેવા મિઠાઇઓ ભરીએ, હીરાગળ કમખા ધરીયે, ચતુરાઈ ચાલમ ચૂકો, માંહે સોના નાણું મૂકો. ચાર પહોર દેવાએ ભાસ, ગાયે ગાંધર્વ ગુણીજન રાસ; સ્વામિણીને દ્યો તંબોળ, ઇમ રાત્રિજગે રંગ-

રોળ. એણી પેરે એ માળ જગાઓ, નેજા નિશાન મંગાઓ; પંચ શબ્દ ઢોલ શરણાઇ, સાંએલા સજાઈ; કુંઅર શિર ખૂંપ ભરીજે, ઇંદ્રાણી શણગારીજે૦ જીન-શાસન સોહ ચડવા, જીત બોધ બીજે એમ ગાવો, ગયવર શિર ઠવીએ માળા; મારગે દીઓ દાન રસાળા; ઇણ પેરે સાધ સાધન સાખે, માળ આણી દીયે ગુરૂ હાથે; ગુરૂ રાય ઠવે તીહાં વારી શ્રાવક મન અતિ ઉલ્લાસ; જેણ માળા કંઠ ઠવી જે, મણીમય ભૂષણ તસ દીજે; અંગલુણ પ્રભાવના કીજે, વ્રતધારી પહે-રાવી જે; પાઠા પુસ્તક રૂમાલ, ગુરૂભક્તિ કરો સુ. વિશાલ; હવે શક્રસ્તવ ઉપધાન, પાંત્રીસ દિવસ તસ માન; ઉપવાસ સાડાઓગણીશ વાયણા ત્રણ અતીય જગીશ; હવે અઠાવીસું જેહ ઉપધાન; લોગસ્સહનું તેહ; સાડા પંદર ઉપવાસ, સાવય સવી સવિ શુભધ્યાન; વળી સફળ કરો અવતાર, સંસાર તણો લહે નહી પાર.

# શ્રી પર્યુષણપર્વનું સ્તવન.

સુણજો સાજન સંત, પજુસણ આવ્યાં રે, તમે પુન્ય કરો પુન્યવંત, ભવિક મન ભાવ્યા રે, વીર જિનેશ્વર અતિ અલવેસર; વહાલા મારા પરમેશ્વર એમ બોલે રે; પર્વમાંહે પજુસણ મોટાં અવર ન આવે તસ તોલે રે, પજુ૦ તમે૦ ભ૦ ॥ ૧ ॥ ચઉપગ માંહે જેમ કેસરી મ્હોટો, વા૦ ખગમાં ગરૂડ તે કહીએ રે; નદી માંહે જેમ ગંગા રે મોટી, નગમાં મેરૂ લહીએ રે, પજુ૦ તમે૦ ભ૦ ॥ ૨ ॥ ભૂપતિમાં ભરતેશ્વર ભાખ્યો, વા૦ દેવમાંહે સુરેંદ્ર રે; સકલ તીરથમાં શેત્રુંજો દાખ્યો, ગૃહગણમાં જેમ ચંદ્ર રે, પજુ૦ તમે૦ ભ૦ ॥ ૩ ॥ દસરા દીવાલી ને વલી હોલી, વા૦ અખાત્રીજ દીવાસો રે; બલેવ પ્રમુખ બહુલાં છે બીજાં, પણ એ ન મુક્તિનો વાસો રે, પજુ૦ તમે૦ ભ૦ ॥ ૪ ॥ તે માટે તમે અમર પલાવો, વા૦ અઠ્ઠાઈ મહો-

ત્સવ કીજે રે; અઠ્ઠમ તપ અધિકાઇએ કરીને, નરભવ લાહો લીજે રે, પજુ૦ તમે૦ ભ૦ ॥ ૫ ॥ ઢોલ દદામા ભેરી નફેરી, વા૦ કલ્પસૂત્રને જગાવો રે; ઝાંઝરના ઝણુકાર કરીને, ગોરીની ટોળી મળી આવો રે. પજુ૦ તમે૦ ભ૦ ॥ ૬ ॥ સોના રૂપાને ફુલડે વધાવો, વા૦ કલ્પસૂત્રને પૂજો રે; નવ વખાણ વિધિએ સાંભળતાં, પાપમેવાસી ધ્રૂજોરે, પજુ૦ તમે૦ ભ૦ ॥ ૭ ॥ એ અઠ્ઠાઈનો મહોત્સવ કરતાં, વા૦ બહુ જન જગ ઉધરીયા રે; વિબુધવિમલ વર સેવક એહથી, નવ નિધિ રિદ્ધિ સિદ્ધિ વરીયા રે. પજુ૦ તમે૦ ભ૦ ॥ ૮ ॥

---

## શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

( હરણી જવ ચરે લલના—એ દેશી. )

કરજોડી કહે કામિની લલના. લાલહો પ્રીતમજી અવધાર, એ ગિરિવરૂ રે લલના ॥ સફળ કરો લહી

આપણો લલના, લાલહો, માનવનો અવતાર ॥ એહ ગિરિ. ॥ ૧ ॥ નવલખો ટીલો શ્યું કરૂં લલના, લાલહો હોશે જવાલી જો દાવ એહ૦ ॥ સુનંદાનો નાહુલો લ૦, લાલહો ત્રિભુવન તિલક ભેટાવ ॥ એહ૦ ॥ ૨ ॥ રૂષભસેનાદિક જિનવરા લલના, લાલહો મુક્તિ ગયા ઈણ ઠામ ॥ એહ૦ ॥ જિનતણી ફરસી ભૂમિકા લલના, લાલહો સિદ્ધ અનંતાનો ઠામ ॥ એહ૦ ॥ ૩ ॥ ઈણી ચોવીશી સિદ્ધાચલે લલના, લાલહો નેમિ વિના ત્રેવીસ ॥ એહ૦ ॥ ભાવિ ચોવીશી આવશે લલના, લાલહો પદ્મનાભાદિ જિનેશ ॥ એહ૦ ॥ ૪ ॥ આદિ જિણંદ સમોસર્યા લલના, લાલહો પૂર્વ નવાણું વાર ॥ એહ૦ ॥ ચોમાસું અજીત જિનેશ્વર લલના, લાલહો શાંતિ ચોમાસુ સાર ॥ એહ ॥ ૫ ॥ પાંચ કોડી પરિવાર શું લલના, લાલહો રૂષભસેન પુંડરીક, ॥ એહ૦ ॥ ચૈત્રી પૂનમે શિવ સંપદા લલના, લાલહો પામી થયા નિરભય ॥ એહ૦ ॥ ૬ ॥ કાર્તિક પૂનમ

કામિત વર્યા લલના, લાલહો દ્રાવિડ વારિષેણુ હોય ॥ એહ૦ ॥ દશ કોડી મુનિ મહંતશું લલના, લાલહો પ્રણમી પાતક ધોય ॥ એહ૦ ॥ ૭ ॥ નમિ વિનમિ વિદ્યાધરા લલના, લાલહો બે કોડી સાધુ સંગાત ॥ એહ૦ ॥ ફાગણ સુદિ દશમી દિને લલના, લાલહો કર્મનો કીધો ઘાત ॥ એહ૦ ॥ ૮ ॥ ઋષભ વંશ નૃપતિ ઘણા લલના, લાલહો ભરત અંગજ કેઇ પાટ ॥ એહ૦ ॥ સિદ્ધક્ષેત્ર શ્રેણી ચઢી લલના, લાલહો રોપ્યા ધર્મના ઘાટ ॥ એહ૦ ॥ ૯ ॥ નારદ એકાણું લાખશું લલના, લાલહો રામભરત ત્રણ ક્રોડ ॥ એહ૦ વીશ કોડીશું પાંડવા લલના, લાલહો દેવકી સુત ષટ કોડ ॥ એહ૦ ॥ ૧૦ ॥ હરિનંદન હોય વાંદીયે, લલના, લાલહો શાંબ પ્રદ્યુમ્ન કુમાર ॥ એહ૦ ॥ સાડી આઠ કોડી સાથે થયા લલના, લાલહો શિવ સુંદરી ભરથાર ॥ એહ૦ ॥ ૧૧ ॥ થાવચ્ચા સુત સંયમી લલના, લાલહો સહસશું અણસણ લીધ ॥ એહ૦ ॥

નેમિ શિષ્ય નંદિષેણજી લલના, લાલહો અજિત શાંતિ સ્તવ કીધ ા એહ૦ ા ૧૨ ા ા સુવ્રત સહસ મુણિંદશું લલના, લાલહો શુક પરિવ્રાજક સિદ્ધ ા એહ૦ ા પંચસયા સેલક સૂરિ લલના, લાલહો મંડક મુનિ સુપ્રસિદ્ધ ા એહ૦ ા ૧૩ ા સિદ્ધાચલ વિમલગિરિ લલના, લાલહો મુક્તિ નિલય સિદ્ધ ઠામ ા એહ૦ ા શેત્રુંજય આદિ જેહનાં લલના, લાલહો ઉત્તમ એકવીસ નામ ા એહ૦ ા ૧૫ ા ભવસાયર તરીએ જેણે લલના, લાલહો તીરથ તેહ કહેવાય ા એહ૦ ા કારણ સકલ સફલ હોય લલના, લાલહો આતમ વીર્ય સોહાય ા એહ૦ ા ૧૬ ા કીર્તિસ્થંભ એ જૈનનો લલના, લાલહો શિવ મંદિર સોપાન ા એહ૦ ા ક્ષમાવિજય ગુરૂ લહી લલના, લાલહો સેવક જિન ધરે ધ્યાન ા એહ૦ ા ૧૯ ા

---

## દિવાળીનું સ્તવન.

મારે દીવાળી થઈ આજ, પ્રભુ મુખ જોવાને,
સર્યાં સર્યાં રે સેવકના કાજ, ભવ દુઃખ ખોવાને;
મહાવીર સ્વામી મુગતે પહોત્યા, ગૌતમ કેવળ જ્ઞાનરે,
ધન અમાસ દીવાળી, મહાવીર પ્રભુ નિરવાણ, જીન૦
૧ ચારિત્ર પાળી નિરમળુને, ટાળ્યા વિષય કષાયરે,
એવા મુનિને વંદીયે તો ઉતારે ભવપાર, જીન૦ ૨
બાકુલા વહોર્યાં વીરજીએ, તારી ચંદનબાળારે; કેવળ
લહી પ્રભુ મુગતે પહોચ્યા, પામ્યા ભવનો પાર, જીન૦
૩ એવા મુનિને વંદીએ, જે પંચ જ્ઞાનને ધરતારે,
સમવસરણ દેઇ દેશનારે, પ્રભુ તાર્યાં નરને નાર, જીન૦
૪ ચોવીશમાં જીનેશ્વરૂને, મુક્તિ તણાં દાતારરે,
કર જોડી કવિ એમ ભણે રે, પ્રભુ દુનિયા ફેરા
ટાળ, જીન૦ ૫

# શ્રી સિદ્ધાચલનું સ્તવન.

વિમલાચલ વાસી મારા વાલા સેવકને વિસારો નહિ હો૦ જળ વિના મીન દુઃખ અતિ પામે જીણંદ આપ જાણો સહી, દુઃખ હરનારા ભવિજન પ્યારા, શરણે છું મહારાજ; ચાર ચોર મુજ કેડે પડીયા, પુન્યરત્નને કાજ, પ્રભુજી પુન્ય રત્નને કાજ, સેવક૦ ॥ પાપી ચંડાળો પકડી મુજ, માલ હરી લેનાર, પ્રભુજી જો મુજ વારે આવો તો છું ઉગરનાર, (૨) સેવકને૦ ॥ જન્મ મરણનાં દુઃખ વેઠ્યા બહુ, તોએ ન આવ્યો પાર તે દુઃખને દૂર કરવા કારણ (૨) આવ્યો તુજ દરબાર, પ્રભુજી, આવ્યો તુજ દરબાર, સેવકને૦ ॥ અરજી ઉર ધરી, નેહ નજર કરી, સેવકની કરો સાર, કૃપા તણા એ સિંધુ તમ વિણ, કોણ ઉતારે પાર, પ્રભુજી કોણ ઉતારે પાર, સેવકને૦ ॥ ભવભય ભંજન નાથ નિરંજન, કરો કઠણ કર્મનો નાશ, પદ

પંકજ, છે પ્રાણ મધુકર (૨) પુરો મનની આશ પ્રભુજી પુરો મનની આશ, સેવકને૦ ॥

## અજીતનાથની લાવણી.

શ્રી અજિતનાથ મહારાજ, ગરીબ નીવાજ જરૂર જિનવરજી (૨) સેવકને શિરનામી તને ઉચ્ચારે, અરજી, કર માફ મારા વાંક, રઝળીયો રાંક અનંત ભવમેં, આવ્યો છું તારા શરણ ગણી દુઃખ દવમેં, ક્રોધાદિ ધુર્ત્તા ? ચાર, ખરેખર બાર લાગ્યા મુજ કેડે (૨) વળી પાપી મારો નાથ છેક છંછેડે, આ મુજરો મુજ ભગવાન કરૂં ગુણગાન, ધ્યાનમાં ધરજી, સેવક શિરનામી તને ઉચ્ચારે અરજી ॥ ૧ ॥ મેં પૂરણ કર્યાં છે પાપ, સુણજો આપ કહું કરજોડી, (૨) મુજ ભુંડામાં ભગવાન ભૂલ નહીં થોડી, જીવ હિંસા અપરંપાર કરી કિરતાર, હવે શું કરવું, જુઠું બહુ બોલી સાચને શું હરવું, તુજ ખોળામાં મુજ૦

શિષ, જાણુ જગદિશ, ગમે તે કરજી (૨) સેવક૦ ॥ ૨ ॥ મેં કર્યા બહુ કુકર્મ, ધર્યો નહીં ધર્મ, પુરણ હું પાપી (૨) અવળો થઇ તારી આણ મેં ઉથાપી, મેં મુરખ નિંદા ઘણી, મુનિવર તણી કરી હરખાયો (૨) પરદારા દેખી લબાડ હું લલચાયો, કહે કિંકર કેશવલાલ, આણીને વહાલ, દુઃખ તું હરજી (૨) સેવક૦ ॥ ૩ ॥

## : લાવણી :

ખબર નહીં આ જુગમેં પલકી (૨) સુકૃત કરના હોય સો કરલે, કોણ જાણે બાત કલકી, આ દોસ્તી હે જગવાસકી, કાયા મંડળકી, માસ ઉસાસ સમર લે સાહેબ, આયુ ઘટે પલકી. ખબર૦ ॥ ૧ ॥ તારા મંડળ રવિ ચંદ્રમાં, સાહેબકે ચલનેકા (૨) દિવસ ચાર ચમત્કાર જયું, વીજળીનાં ઝમકાર. ખબર૦ ॥ ૨ ॥ કુડ કપટ કર માયા જોડી, કરબાતાં છલકી (૨)

પાપની પોટલી બાંધી, શિર પર હોયે કૈસે હલકી ખબર૦ ॥ ૩ ॥ યે જુગહે સુપનકી માયા, જેસી બુંદા ઝળકી (૨) વિણુસતાં તે વાર ન લાગે. દુનિયાં જાય ખલકી ખબર૦ ॥ ૪ ॥ માત તાત સુત બાંધવ ભાઈ, સબ જુગ મતલબકી (૨) કાયા માયા નાર હવેલી, એ તેરે નહીં કબકી. ખબર૦ ॥ ૫ ॥ મન માનવ તન ચંચળ હસ્તિ, મસ્તિ હે બાળક કી (૨) સદ્ગુરૂ અંકુશ શિર પરે, ચલે મારગ સતકી (૨) સદ્ગુરૂ જબ લગ હંસા રહે દેહમાં, ખુશીયાં મંગળકી (૨) હંસ છોડ ચાલ્યા જબ હોડી, મટીઆ જંગલકી ખબર૦ ॥ ૭ ॥ દયા ધરમ સાહેબકો સમરન, એ બાતા સતકી, (૨) રાગ દ્વેષ ઉપજે નહીં જીનકુ, વિનતિ અખમલકી. ખબર૦ ॥ ૮ ॥

---

નવખંડાજી હો પાસ મનડું લોભાવી બેઠા આપ ઉદાસ, તારે તો અનેક છે ને મારે તે તું

એક, કામી ક્રોધી દેવ જોઈ કાઢી નાંખી ટેક, નવ૦ ૧ કોઈ દેવી દેવતાના ઝાલી ઉભા હાથ, મોઢે માંડી મોરલી ને નાચે રાધા નાથ, નવ૦ ૨ જટા જુટ શિર ધરે વળી ચોળે રાખ, ગળે તો ગીરજાને રાખે જોગીપણું ખાખ, નવ૦ ૩ પીર ને ફકીર જોય, નિરગુણી દેવ, કાચકણી મણિગણી, આ તો ખોટી ટેવ, નવ૦ ૪ દેવ દેખી જુઠડાને, આવ્યો છું હજુર, ગુણ આપો આપના તો કાંતિ ભરપુર. નવ૦ ॥ ૫ ॥

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

( બલિહારી રસીયા ગીરધારી સુંદર શ્યામ હો તજી અમને મથુરાના વાસી આવો ને બનીએ; એ રાગ

બલિહારી જીનજી જાઉં બાહુ વારી, પ્રભુપાર્શ્વ આપો અમને, કાશીના વાસી શિવતણા સુખનેજી; નાગ ઉગારી વ્હાલા નાગેંદ્ર બનાવ્યાજી, આપ્યું છે સુખ અપારી. પ્ર૦ પાર્શ્વ૦ ॥૧॥ ચઉમુખે આપે વ્હાલા

દેશના દઇનેજી; તાર્યાં છે નર ને નારી. પ્ર૦ પાર્શ્વ૦ ॥ ૨ ॥ એવું સુણીને વ્હાલા શરણે તો આવીયાજી, આપોને પદ અણુહારી. પ્ર૦ પાર્શ્વ૦ ॥૩॥ કર્મ ખપાવી આપે શિવપદ લીધુંજી, બની ગયા છો નિરાકારી. પ્ર૦ પાર્શ્વ૦ ॥ ૪ ॥ તુજ પ્રતિમાને વ્હાલા જાણી, તુમ સરીખીજી, માગીએ મોક્ષ આ વારી, પ્ર૦ પાર્શ્વ૦ ॥૫॥ શામજી કહે છે પ્રભુ પાર્શ્વ જીનેશ્વર, વિનંતી લેજોને અવધારી, પ્ર૦ પાર્શ્વ૦ ॥ ૬ ॥

# ભાગ ૧૧ મો.

## આદીશ્વર પ્રભુકા સ્તવન.

( દેશ બનજારી )

માસુ મોઢે બોલ બોલ આદેશ્વર વાલા, કાંઈ થારી મરજીરે. માસુ૦ ॥ ટેક ॥ મારૂદેવી માતા વાટ જોવંતા ઇતરે વધાઈ આઇરે; આજ ઋષભજી ઉતર્યા બાગમેં સુણ હરખાઇરે. ॥ મા૦ ૧ ॥ નાય

ઘોયને ગજ અસવારી, કરી મારૂદેવી માતા રે ॥
જાય બાગમેં નંદન નીરખી પાઈ શાતારે ॥ મા૦ ૨ ॥
રાજ છોડી નીકળ્યો રિખબા, આ લીલા અદ્‌ભુત રે,
ચામર છત્ર ઔર સીંહાસણુ મોહની મૂર્તિરે ॥ મા૦
૩ ॥ દિનભર બેઠી વાટ જોવતી, કબ મારા રીખબો
આવે રે ॥ કહેતી ભરતને આદીનાથકી ખબરાં લાવે
રે, ॥ મા૦ ૪ ॥ કીસી દેશમેં ગયો વાલેસર, તુજ
વિના વનિતા સુનીરે ॥ વાત કહો દિલ ખોલ
લાલજી, કયું બન્યા મુનિ રે ॥ મા૦ ૫ ॥ શ્યામ
જેમ હો સુખશાતા, ખુબકીયાં દિલ છાયા રે ॥
અબ તો બોલ આદેશ્વર માસુ, કંપે કાયા રે, ॥
મા૦ ૬ ॥ ખેર હુઈ સો હો ગઈ વાલા, બાત ભલી
નહીં કીનીરે ॥ ગયા પછી કાગદ નહીં દીનો, મારી
ખબર ન લીની રે ॥ મા૦ ૭ ॥ ઓલંભા મેં દેઉં
કટાલગ, પાછો કીઉં નહીં બોલેરે ॥ દુઃખ જનનીનો
દેખ આદેસર, હીયડે તોલે રે ॥ મા૦ ૮ ॥ અનિત્ય

ભાવના ભાઈ માતા, નિજ આતમને તારી રે ॥ કેવલ પામી મુક્તિ સીધાયા, જેને વંદણા હમારી રે. ॥ મા૦ ॥ મુક્તિકા દરવાજા ખોલ્યા, મરૂદેવી માતારે, કાલ અસંખ્યા રહ્યા ઉઘાડા, જંબુ દે ગયા તાલા રે, ॥ મા૦ ૧૦ ॥ સાલ બહોત્તર તીર્થ ઓસીયા, ગયવર પ્રભુ ગુણ ગાયારે, મુર્તિ મનોહર પ્રથમ જીનંદકી પ્રણમું પાયારે, ॥ મા૦ ૧૧ ॥

---

બાપડલાંરે પાતીકડાં, તમે શું કરશો હવે રહીને; શ્રી સિદ્ધાચળ નયણે નિરખ્યો, દૂર જાઓ તુમ વહીનેરે ॥ બાપડલાંરે૦ ॥ ૧ ॥ કાળ અનાદિ લગે તુમ સાથે, પ્રીત કરી નિરવહીને; આજ થકી પ્રભુ ચરણે રહીશું, એમ શિખવીયું મનને રે ॥ બાપડલાંરે૦ ॥ ૨ ॥ દુષમકાળે એણે ભરતે મુક્તિ નહિં સંઘયણને; પણ તુજ ભક્તિ મુક્તિને ખેંચે, ચમક ઉપલ જેમ લોહને રે ॥ બાપડલાં રે૦ ॥૩॥

શુદ્ધ સુવાસન ચૂરણુ આપ્યું, મિથ્યા પંક શોધનને; આતમભાવ થયો જળ નિરમળ, આણંદમય તુજ ભજને રે ॥ બાપડલાં રે૦ ॥૪॥ અખય નિધાન તુમ સમકિત પામી, કોણુ વંછે ચલ ધનને; શાંત સુધારસ કનક કચોળે, સિંચો સેવક તનનેરે ॥ બાપડલાંરે૦ ॥ ૫ ॥ બાહ્ય અભ્યંતર શત્રુ કેરો, ભય ન હોયે મુજ મનને; સેવક સુખીયો સુજશ વિલાસી, તે મહિમા પ્રભુ તુજને રે ॥ બાપડલાંરે૦ ॥ ૬ ॥ નામમંત્ર તુમારો સાધ્યો, તે થયો જગમોહનને; તુજ મુખમુદ્રા દેખી હરખું, જેમ ચાતક જલધરને રે ॥ બાપડલાંરે૦ ॥ ૭ ॥ તુમ વિણુ અવર દેવ નહિં જાચું (ધ્યાવું), ફરી ફરી આ મનનેરે ॥ જ્ઞાનવિમળ કહે ભવજલ તારો, સેવક બાંહ્ય ગ્રહીનેરે ॥ બાપડલાંરે૦ ॥ ૮ ॥

## થોયોનો સમુદાય.

સંખેશ્વર પાસજી પૂજીએ, નરભવનો લાહો લીજીએ ॥ મનવાંછિત પુરણુ સુરતરૂ, જય વામા

સુંત અલવેસરૂ ॥૧॥ હોય રાતા જીનવર અતિ ભલા, હોય ધોળા જીનવર ગુણુ નીલા, હોય લીલા હોય શામળ કહ્યા, સોળે જીન કંચન વર્ણ લહ્યા. ॥૨॥ આગમ તે જીનવર ભાખીઓ, ગણુધર તે હઈડે રાખીઓ, તેહનો રસ જેણે ચાખીયો, તે હુવો શિવ-સુખ સાખીયો. ॥૩॥ ધરણીધર રાય પદ્માવતિ, પ્રભુ પાર્શ્વ તણા ગુણુ ગાવતી, સહુ સંઘનાં સંકટ ચૂરતી, નયવિમળનાં વાંછિત પૂરતી. ॥ ૪ ॥

## શ્રી પર્યુષણની થોય.

સત્તરભેદી જીન પૂજા રચીને, સ્નાત્ર મહોત્સવ કીજેજી; ઢોલ દદામા ભેરી નફેરી, ઝલરી નાદ સુણી-જેજી; વીરજીન આગળ ભાવના ભાવી, માનવ ભવ-ફળ લીજેજી; પરવ પજુસણ પૂરવ પૂન્યે, આવ્યા એમ જાણીજેજી. ॥ ૧ ॥ માસ પાસ વળી દશમ દુવાલસ, ચત્તારી અઠ્ઠ કીજેજી; ઉપર વળી દશ દોય કરીને, જિન ચોવીસે પૂજીજેજી; વડા કલ્પનો છઠ્ઠ

કરીને, વીર ચરિત્ર સુણીજેજી; પડવેને દિન જનમ મહોચ્છવ, ધવળ મંગળ વરતીજેજી. ॥ ૨ ॥ આઠ દિવસ લગે અમર પળાવી, અઠ્ઠમનો તપ કીજેજી; નાગકેતુની પેરે કેવળ લહીએ, જો શુભ ભાવે રહીએજી; તેલાધર દિન ત્રણ કલ્યાણક, ગણધર વાદ વદીજેજી; પાસ નમીસર અંતર ત્રીજે, ઋષભ ચરિત્ર સુણીજેજી. ॥ ૩ ॥ બારસા સૂત્ર ને સમાચારી, સંવચ્છરી પડિક્કમીએજી, ચૈત્ય પરિવાડી વિધિશું કીજે, સકળ જંતુને ખામીજેજી; પારણાને દિન સ્વામીવચ્છળ, કીજે અધિક વડાઇજી. માનવિજય કહે સકલ મનોરથ, પૂરે દેવી સિદ્ધાઇજી.

## શ્રી સિદ્ધાચળજીની થોય.

શ્રી શત્રુંજય તીરથ સાર, ગિરિવરમાં જેમ મેરૂ ઉદાર, ઠાકુર રામ અપાર; મંત્ર માંહી નવકાર જ જાણું, તારામાં જેમ ચંદ્ર વખાણું, જળધર જળમાં જાણું, પંખી માંહે જેમ ઉત્તમ હંસ, કુળ માંહે

જેમ ઋષભનો વંશ, નાભિ તણો એ અંશ; ક્ષમા-વંતમાં શ્રી અરિહંત, તપશૂરામાં મુનિવર મહંત, શત્રુંજય ગિરિ ગુણવંત. ॥ ૧ ॥

## શ્રી શત્રુંજયની સ્તુતિ.

શ્રી શત્રુંજય મુખ્ય તીર્થ તિલકં શ્રી નાભિ રાજાં ગજં, વંદે રૈવત શૈલ મૌલિ મુકુટં, શ્રી નેમિનાથં યથા; તારંગે પ્યજીતં જીનં ભૃગુપુરે શ્રી સુવ્રતં સ્તંભને, શ્રી પાર્શ્વં પ્રણુમામિ સત્યનગરે શ્રી વર્ધમાનં ત્રિધા. ॥

## શ્રી આદીશ્વર ભગવાનની સ્તુતિ.

ભવ્યાંભોજ વિબોધનૈક તરણે વિસ્તારી કર્મા-વલિઃ, રંભા સામજ નાભિનંદન મહા નષ્ટાપદા ભાસુરૈઃ, ભકત્યા વંદિત પાદપદ્મ વિદુષાં, સંપાદય પ્રોજિઝતા, રંભા સામજ નાભિનંદન મહા, નષ્ટા-પદા ભાસુરૈઃ ॥ ૧ ॥

## શ્રી ચોવીશ જિન સ્તુતિ.

અષ્ટાપદે શ્રી આદિ જિનવર, વીર પાવાપુરિ-વરૂ; વાસુપૂજ્ય ચંપાનયર સિદ્ધા, નેમરૈવતગિ-રિવરૂ; સમેતશિખરે વીશ જિનવર, મોક્ષે પહોતા મુનિવરૂ; ચોવીશ જિનવર નિત્યવંદુ, સયલ સંઘ સુહંકરૂ ॥ ૧ ॥

## શ્રી પુંડરીક સ્વામીની સ્તુતિ.

પુંડરગિરિ મહિમા, આગમમાં પ્રસિદ્ધ, વિમલા-ચલ ભેટી, લહિએ અવિચલ રિદ્ધ; પંચમ ગતિ પહોંત્યા, મુનિવર કોડાકોડ, એણે તીરથે આવી, કર્મ વિપાક વિછોડ ॥

( ૨ )

પુંડરીક મંડણ પાય પ્રણમીજે, આદીશ્વર જિન ચંદાજી, નેમિ વિના ત્રેવીશ તીર્થંકર, ગિરિ ચઢિયા આણંદાજી; આગમ માંહે પુંડરીક મહિમા, ભાખ્યો જ્ઞાન દિણંદાજી; ચૈત્રી પૂનમ દિન દેવી ચક્કેસરી, સૌભાગ્ય દ્યો સુખ કંદાજી ॥ ૧ ॥

( ૭ )

આદિ જિનવર રાયા, જાસ સોવન્ન કાયા; મરૂદેવી માયા [1]ધોરી લંછન પાયા; જગત સ્થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા, કેવળશ્રીરાયા, મોક્ષ નગરે સધાયા ॥ ૧ ॥ સવિજીન સુખકારી, મોહ મિથ્યા નિવારી, દુરગતિ દુઃખ ભારી, શોક સંતાપ વારી, શ્રેણિ ક્ષપક સુધારી, કેવલાનંત ધારી, નમીએ નર નારી, જેહ વિશ્વોપકારી ॥ ૨ ॥ સમવસરણ બેઠા, લાગે જે જિનજી મીઠા, કરે ગણપ પઈઠ્ઠા, ઈંદ્ર ચંદ્રાદિ દીઠ્ઠા; દ્વાદશાંગી વરિઠ્ઠા, ગુંથતાં ટાલે રિઠ્ઠા,[2] ભવિજન હોએ હીઠ્ઠા,[3] દેખી પુન્યે ગરિઠ્ઠા[4] ॥૩॥ સુરસમકિતવંતા, જેહ રિદ્ધે મહંતા, જેહ સજ્જન સંતા ટાળીએ મુજ ચિંતા; જિનવર સેવંતા, વિઘ્નવારે દુરંતા, જિન ઉત્તમ થુણંતા, પદ્મને સુખ દિંતા ॥ ૪ ॥

---

૧ વૃષભ, ૨ ઉપદ્રવ (પાપ). ૩ સુપ્રસન્ન. ૪ વડેરા.

# શ્રી શાન્તિનાથ જિન સ્તુતિ.

શાંતિ સુહંકર સાહિબો, સંયમ અવધારે સુમિત્રને ઘરે પારણું, ભવપાર ઉતારે; વિચરંતા અવની તળે, તપ ઉગ્રવિહારે, જ્ઞાન ધ્યાન એક તાનથી, તિર્યંચને તારે. ॥ ૧ ॥ પાસ વીર વાસૂપૂજ્યજી, નેમ મલ્લિ કુમારી; રાજ્ય વિહુણા એ થયા, આપે વ્રત ધારી; શાંતિનાથ પ્રમુખા સવ, લહી રાજ્ય નિવારી, મલ્લિ નેમ પરણ્યા નહિ. બીજા ઘરબારી ॥ ૨ ॥ કનક કમળ પગલાં ઠવે, જગ શાંતિ કરીજે, રયણ સિંહાસન બેસીને, ભલી દેશના દીજે; યોગાવંચક પ્રાણિયા, ફળ લેતાં રીઝે, પુષ્કરાવર્તના મેઘમાં, મગશેલ ન ભીંજે ॥ ૩ ॥ ક્રોડ વદન શુકરારૂઢો.[1] શ્યામ રૂપે ચાર, હાથ બીજોરૂં કમલ છે, દક્ષિણ કર સાર; જક્ષ ગરૂડ વામપાણીએ, નકુલાક્ષ વખાણે, નિર્વાણીની વાત તો કવિ વીર તે જાણે ॥ ૪ ॥

---

૧ શુકર—ભૂંડ ઉપર જેણે સ્વારી કરી છે.

## શ્રી સીમંધર સ્વામીની થાય.

મહાવિદેહ ક્ષેત્રમાં સીમંધર સ્વામી, સોનાનું સિંહાસનજી, રૂપાનું ત્યાં છત્ર બિરાજે, રત્નમણીના દીવા દીપેજી; કુંકુમ વરણી ત્યાં ગહુંળી બિરાજે, મોતીના અક્ષત સારજી, ત્યાં બેઠા સીમંધર સ્વામી, બોલે મધુરી વાણીજી; કેસર ચંદન ભર્યા કચોળા, કસ્તુરી બરાસજી; પહેલી પૂજા અમારી હોજો, ઉગમતે પ્રભાતેજી, ॥ ૧ ॥

## બીજની સ્તુતિ.

દિન સકળ મનોહર બીજ દિવસ સુવિશેષ, રાય રાણા પ્રણમે, ચંદ્રતણી જીહાં રેખ; તીહાં ચંદ્ર વિમાને, શાશ્વતા જિનવર જેહ; હું બીજ તણે દિન, પ્રણમું આણી નેહ. ॥ ૧ ॥

## પાંચમની થાય.

શ્રાવણ શુદિ દિન પંચમીએ, જન્મ્યા નેમ જીણંદ તો; શ્યામ વરણ તનુ શોભતું એ, મુખ

શારદકો ચંદ તો; સહસ વરસ પ્રભુ આઉખું એ, બ્રહ્મચારી ભગવંત તો, અષ્ટકરમ હેલે હણીએ, પોચ્યા મુક્તિ મહંત તો. ॥ ૧ ॥

## આઠમની થોય.

મંગળ આઠ ધરી જસ આગળ, ભાવ ધરી સુરરાજજી; આઠ જાતિના કળશ ભરીને, નવરાવે જિનરાજજી; વીર જિનેશ્વર જન્મ મહોત્સવ, કરતાં શિવસુખ સાધેજી; આઠમનો તપ કરતાં અમ ઘેર, મંગળ કમળા વાધેજી. ॥ ૧ ॥

---

# ભાગ ૧૨ મો.

## અજીતનાથનું સ્તવન.

પ્રીતલડી બંધાણી રે અજિત જીણંદ શું, કાંઈ પ્રભુ પાખે ક્ષણ એક મન ન સુહાય જો; ધ્યાનની તાળી રે લાગી નેહશું, જલદ ઘટા જિમ શિવસુત

મોહન હાથ જો. ॥ પ્રી૦ ॥ ૧ ॥ નેહ ઘેલું મન માહરૂં રે પ્રભુ અલજે રહે, તન મન ધન એ કારણુથી પ્રભુ મુજ જો; મારે તો આધારરે સાહિબ રાવળો, અંતર્ગતની પ્રભુ આગળ કહું ગુંજ જો ॥ પ્રી૦ ॥ ૨ ॥ સાહેબ તે જગમાં સાચો જાણીએ, સેવકનાં જે સહેજે સુધારે કાજ જો; એહવે રે આચરણે કિમ કરીને રહું, બિરૂદ તમારું તારણુ તરણુ જહાજ જો. ॥ પ્રી૦ ॥ ૩ ॥ તારકતા તુજ માંહે રે શ્રવણે સાંભલી, તે ભણી હું આવ્યો છું દીનદયાલ જો; તુજ કરૂણાની લહેરે રે મુજ કારજ સરે, શું ઘણું કહીએ જાણુ આગળ કૃપાળ જો. ॥ પ્રી૦ ॥ ૪ ॥ કરૂણા દૃષ્ટિ કીધીરે સેવક ઉપરે, ભવ ભય ભાવઠ ભાંગી ભક્તિ પ્રસંગ જો; મનવાંછિત ફલ્યા રે તુજ આલંબને, કરજોડીને, મોહન કહે મનરંગ જો ॥ પ્રી૦ ॥ ૫ ॥

# અષ્ટાપદગિરિનું સ્તવન.

અષ્ટાપદ અરિહંતજી, મ્હારા વાલાજી રે ॥ આદિસર અવધાર, નમીયે નેહશું ॥ મારા૦ ॥ દશ હજાર મુણીંદશું ॥ મારા ॥ વરીયા શિવવધૂ સાર નમી૦ ॥ ૧ ॥ ભરતભૂપ ભાવે કર્યા ॥ મારા૦ ॥ ચિહું મુખ ચૈત્ય ઉદાર ॥ નમી૦ ॥ જીનવર ચોવીશે જીહાં ॥ મારા૦ ॥ થાપ્યા અતિ મનોહાર ॥ નમી૦ ॥ ૨ ॥ વર્ણ પ્રમાણે વિરાજતા ॥ મારા૦ ॥ લંછને અલંકાર ॥ નમી૦ ॥ સમવસરણે શોભતા ॥ મારા૦ ॥ ચિહું દિશિ ચાર પ્રકાર નમી૦ ॥ ૩ ॥ મંદોદરી રાવણ તીહાં ॥ મારા૦ ॥ નાટક કરતાં વિશાલ ॥ નમી૦ ॥ તુટી તાંત તીહાં કણે ॥ મારા૦ ॥ નિજ કર વીણા તતકાલ ॥ નમી૦ ॥ ૪ ॥ કરી વજાવી તેણે સમે ॥ મારા૦ ॥ પણ નહી તોડ્યું તે તાન ॥ નમી૦ ॥ તીર્થંકર પદ

બાંધીયું ॥ મારા૦ અદ્ભુત ધ્યાન સુગાન ॥ નમી૦ ॥ ॥૫ ॥ નિજ લબ્ધે ગોતમ ગુરૂ ॥ મારા૦ ॥ કરવા આવ્યા તે યાત્રા ॥ નમી૦ ॥ જગચિંતામણી તેણે કર્યું ॥ મારા૦ ॥ તાપસ બોધ વિખ્યાત. ॥ નમી૦ ॥ ૬ ॥ એ ગિરિ મહિમા મોટકો ॥ મારા૦ ॥ તીણુ ભવ પામીજે સિદ્ધ ॥ નમી૦ ॥ નિજ લબ્ધે જિન-વર નમી ॥ મારા૦ ॥ પામે શાશ્વત ઋદ્ધિ ॥ નમી૦ ॥ ૭ ॥ પદ્મવિજય કહે એહના ॥ મારા૦ ॥ કેતા કરૂ રે વખાણ ॥ નમી૦ ॥ વીરે સ્વયં મુખ વરણુવ્યો મારા૦ ॥ નમતા ક્રોડ કલ્યાણ ॥ નમી૦ ॥ ૮ ॥

## શ્રી સીમંધરસ્વામીનુ સ્તવન.

( ઇડર આંબા આંબલી રે--એ દેશી )

પુકખલવઈ વિજયે જયો રે, નયરી પુંડરગિણી સાર ॥ શ્રી સીમંધર સાહિબા રે, રાય શ્રેયાંસ કુમાર જીણુંદરાય. ધરજો ધર્મ સનેહ ॥ એ આંકણી ॥ ૧ ॥ મોહટા નાના અંતરો રે, ગિરૂઆ નવિ

દાખંત ॥ શશિ દર્શન સાયર વધે રે, કૈરવ વન વિકસંત ॥ જી૦ ॥ ૨ ॥ ઠામ કુઠામ નવિ લેખવે રે, જગ વરસંત જલધાર ॥ કર દોય કુસુમેં વાસીએ રે, છાયા સવિ આધાર ॥ જી૦ ॥ ૩ ॥ રાયને રંક સરિખા ગણે રે, ઉદ્યોતે શશી સૂર ॥ ગંગાજલ તે બિહુતણા રે, તાપ કરે સવિ દૂર ॥ જી૦ ॥ ૪ ॥ સરિખા સહુને તારવા રે, તિમ તુમે છો મહારાજ ॥ મુજશું અંતર કીમ કરો રે, બાંહ્ય ગ્રહ્યાની લાજ ॥ જી૦ ॥ ૫ ॥ મુખ દેખી ટીલું કરે રે, તે નવિ હોય પ્રમાણ ॥ મુજરો માને સવિ તણો રે, સાહિબ તેહ સુજાણ ॥ જી૦ ॥ ૬ ॥ વૃષભ લંછન માતા સત્યકી રે, નંદન રૂકિમણી કંત ॥ વાચક જશ ઈમ વિનવે રે, ભયભંજન ભગવંત ॥ જીણંદરાય ધરજો ધર્મ સ્નેહ ॥ ૭ ॥

## વીરજીનાં ચૌદ સુપનનું સ્તવન.

સિદ્ધારથ રાજાને ઘેર પટરાણી, નામે ત્રિશલા

સોહામણી એ ॥ રાજભુવન માંહે પલંગે પોઢંતા, ચૌદ સુપન રાણીએ લહ્યા એ ॥ ૧ ॥ પહેલે સુપને ગયવર દીઠો, બીજે વૃષભ સોહામણો એ ॥ ત્રીજે સિંહ સુલક્ષણો દીઠો, ચોથે લક્ષ્મી દેવતા એ ॥ ૨ ॥ પાંચમે પાંચ વરણુની માલા, છઠે ચંદ્ર અમીઝરો એ ॥ સાતમે સૂરજ આઠમે ધ્વજા, નવમે કલશ રૂપા તણો એ ॥ ૩ ॥ પદ્મ સરોવર દશમે દીઠો, ક્ષીર સમુદ્ર દીઠો અગ્યારમે એ ॥ દેવ-વિમાન તે બારમે દીઠું, રણઝણુ ઘંટા વાજતાં એ ॥ ૪ ॥ રતનનો રાશિ તે તેરમે દીઠો, અગ્નિશિખા દીઠી ચૌદમે એ ॥ સુપન લઈ રાણીજી જાગ્યાં. રાણીએ રાયને જગાડીયા એ ॥ ૫ ॥ ઉઠો ઉઠો સ્વામી મને સુહણુલાં લાધાં, એરે સુપન ફળ શાં હશે ? એ ॥ રાય રે સિદ્ધારથ પંડિત તેડ્યા, કહો રે પંડિત ફલ એહના એ ॥ ૬ ॥ અમ કુલ મંડણ તુમ કુલ દીવો, ધન રે મહાવીર સ્વામી અવતર્યા

એ ॥ જે નર ગાવે તે સુખ પાવે, આનંદ રંગ વધામણાં એ ॥ ૭ ॥

## શ્રી શંખેશ્વરજીનું સ્તવન.

અંતર જામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો રે, સાંભળીને આવ્યો હું તીરે જન્મ મરણ દુઃખ વારો. ॥ ૧ ॥ સેવક અરજ કરે છે રાજ, અમને શિવસુખ આપો. ( એ આંકણી૦ ) સહુકોનાં મન વંછીત પૂરો, ચિંતા સહુની ચૂરો રે, એહવું બિરૂદ છે રાજ તમારૂં, કેમ રાખો છો દૂરે. સે૦ ॥ ૨ ॥ સેવકને વલવલતો દેખી, મનમાં મહેર ન ધરશો. કરૂણા સાગર કેમ કહેવાશો, જો ઉપકાર ન કરશો રે, સે૦ ॥ ૩ ॥ લટપટનું હવે કામ નહિ છે, પ્રત્યક્ષ દરિશન દીજે રે, ધુમાડે ધીજ્યું નહીં સાહિબ, પેટ પડ્યા પતી જે. સે૦ ॥ ૪ ॥ શ્રી શંખેશ્વર મંડન સાહિબ વિનતડી અવધારો રે, કહે જીનહર્ષ મયા કરી મુજને ભવસાયરથી તારો૦ સે૦ ॥ ૫ ॥

# મહાવીર જિન સ્તવન.

( જીરણ શેઠની ભાવના )

ચઉમાસી પારણું આવે, કરી વિનતિ નિજ ઘર જાવે, પ્રિયા પુત્રને વાત જણાવે; પટકુલ જરી પથરાવે રે, મહાવીર પ્રભુ ઘેર આવે. જીરણ શેઠજી ભાવના ભાવે રે. મહા૦ ૧ ( એ આંકણી૦ ) ઉભી શેરીએ જળ છંટકાવે, જાઈ કેતકી ફુલ બિછાવે; નિજ ઘર તોરણ બંધાવે, મેવા મિઠાઇ થાળ ભરાવે રે. મહા૦ ૨ અરિહાને દાનજ દીજે, દેતાં જે દેખીને રીજે, ષટમાસી રોગ હરીજે, સીઝે દાયક ભવ ત્રીજે રે. મહા૦ ૩ તે જીનવરની સનમુખ જાઉં, મુજ મંદિરિએ પધરાવું; પારણું ભલી ભાતે કરાવું, જુગતે જીનપૂજા રચાવું રે. મહા૦ ૪ પછી પ્રભુને વોળાવા જઈશું, કરજોડીને સનમુખ રહીશું; નમી વંદીને પાવન થઈશું, વિરતિ અતિ રંગે વહીશું રે. મહા૦

૫ દયા દાન ક્ષમા શીલ ધરશું, ઉપદેશ સજ્જનને કરશું; સત્ય જ્ઞાન દિશા અનુસરશું, અનુકંપા લક્ષણ વરશું રે. મહા૦ ૬ એમ જીરણ શેઠ વદંતા, પરિણામની ધારે ચઢંતા; શ્રાવકની સીમે ઠરંતા, દેવ દુંદુભિ નાદ સુણંતા રે. મહા૦ ૭ કરી આયુપૂરણ શુભ ભાવે, સુરલોક અચ્યુતે જાવે, શાતા વેદની સુખ પાવે, શ્રી શુભવીર વચન રસ ગાવે. મહા૦ ॥૮॥

## શ્રી સમેતશિખર જિન સ્તવન.

( કીડા કરી ઘેર આવીઓ—એ દેશી )

સમેતશિખર જિન વંદીએ, મ્હોટું તીરથ એહ રે, પાર પમાડે ભવ તણો, તીરથ કહીએ તેહ રે. સ૦ ॥ ૧ ॥ અજિતથી સુમતિ જીણંદ લગે, સહસ મુનિ પરિવાર રે, પદ્મપ્રભુ શિવસુખ વર્યા, ત્રણસે આડ અણગાર રે. સ૦ ॥૨॥ પાંચશે મુનિ પરિવારશું, શ્રી સુપાસ જિણંદ રે, ચંદ્ર પ્રભુ શ્રેયાંસ લગે, સાથે

સહસ મુણિંદ રે. સ૦ ॥૩॥ છ હજાર મુનિરાજ શું, વિમલ જિનેશ્વર સિદ્ધા રે, સાત સહસ શું ચાૈદમાં, નિજ કારજ વર કીધા રે, સ૦ ॥૪॥ એકસો આઠશું ધર્મજી, નવશે શું શાંતિનાથ રે; કુંથુ અર એક સહસશું, સાધ્યા શિવપુર સાથરે. સ૦ ॥૫॥ મલ્લિનાથ શત પાંચશું, મુનિ નમિ એક હજારરે, તેત્રીશ મુનિયુત પાસજી, વરીઆ શિવસુખ સાર રે. સ૦ ॥૬॥ સત્તાવીશ સહસ્ર ત્રણુસેં, ઉપર ઓગણુ પચાસ રે; જિન પરિકર બીજા કોઇ, પામ્યા શિવપુર વાસ રે. સ૦ ॥૭॥ એ વીશે જિન એણુ ગિરિ, સિદ્ધા અણુસણ લેઇરે; પદ્મવિજય કહે પ્રણુમીએ, પાસ શામલનું એઇય રે. સ૦ ॥ ૮ ॥

## શ્રી ચક્રેશ્વરી માતાજીનું સ્તવન.

હાંરે મા ચક્રેશ્વરી સિદ્ધાચળ વસીઆરે જિન રખેવાલની ॥ એ આંકણી૦ ॥ હાં મા દેવી મા૦

મોટી દેવી મા ઇંદ્રાદિક જક્ષે સેવી ॥ હાંરે માની અકલ સરૂપ કહીએ એવી ॥ મા ચક્કેસરી૦ ॥ ૧ ॥ હાંરે મા બુડતા વહાણ ઉગારે છે ॥ સેવકના કાજ સુધારે છે હાંરે માની જાત્રા કરે તેને તારે છે ॥ મા ચક્કેસરી૦ ॥ ૨ ॥ હાંરે માની જાત્રા સહુ કોઈ આવે છે ॥ ચુંદડીઓ શ્રીફળ લાવે છે ॥ હાંરે માની ભક્તિ કરે તેને તારે છે ॥ મા ચક્કેસરી૦ ॥૩॥ હાંરે મા મસ્તક મુગટ બિરાજે છે માને કાને કુંડળ છાજે છે ॥ માને ગોફણે ઘુઘરી ગાજે છે ॥ મા ચક્કેસરી૦ ॥ ૪ ॥ હાંરે માને કુમકુમ ચૂડલા ખળકે છે ॥ માને જડાવ ઝુમણુ ઝળકે છે ॥ હાંરે માને કોટે પુતળીયા લટકે છે ॥ મા ચક્કેસરી૦ ॥૫॥ હાંરે માને લક્ષણ કર્ણાવર્ત તણું ॥ મા ચક્ક પાંચસોએ નિરવાણું ॥ હાંરે ઉગ્યો જાણે શશીયણ ભાણું ॥ મા ચક્કેસરી૦ ॥ ૬ ॥ હાંરે મા વામ ભુજ એક ધન આપે ॥ મા વજ્ર એક અંકુશ શોભે ॥ હાંરે મા

સહુ સેવકના મુખ શોભે ॥ મા ચક્કેસરી૦ ॥ ૭ ॥ હાંરે માને જાળીઓ ને ગોખ બીરાજે છે, મા ઘંટ ઘડીઆળા વાજે છે ॥ હાંરે મારી માજીનો ગોખ ગાજે છે ॥ મા ચકકેસરી૦ ॥ ૮ ॥ હાંરે મા કેશર ચંદન તમે શાઇ કરજો ॥ મા દેવી સેવીને શરણું રહેજો ॥ હાંરે માની ભક્તિ કરે તેને ફળ દેજો ॥ મા ચકકેસરી૦ ॥ ૯ ॥

## શ્રી ગૌતમાષ્ટક છંદ.

વીર જીનેશ્વર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશદિશ; જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન. ૧ ગૌતમ નામે ગિરિવર ચઢે, મનવાંછિત હેલા સંપજે; ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંયોગ. ૨. જે વૈરી વીરૂઆ વાંકડા, તસ નામે નાવે ઢુંકડા; ભૂત–પ્રેત નવી મંડે પ્રાણ, તે ગૌતમનાં કરૂં વખાણ. ૩. ગૌતમ નામે નિર્મળ કાય, ગૌતમ નામે વાધે આય; ગૌતમ જીન શાસન શણગાર,

ગૌતમ નામે જયજયકાર. ૪. શાલ દાલ સુરહા ઘૃત ગોળ, મનવાંછિત કાપડ તંબોળ; ઘર સુગૃહીણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત. ૫. ગૌતમ ઉદયો અવિચળ ભાણ, ગૌતમ નામ જપો જગજાણ; મહોટાં મંદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહાણ. ૬. ઘર મયગલ ઘોડાની જોડ, વારૂ પહોંચે વાંછિત કોડ; મહીયલ માને મોટા રાય, જો ત્રુઠે ગૌતમના પાય. ૭. ગૌતમ પ્રણમ્યા પાતક ટળે, ઉત્તમ નરની સંગત મળે; ગૌતમ નામે નિર્મળ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન. ૮. પુણ્યવંત અવધારો સહુ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ; કહે લાવણ્ય સમય કરજોડ, ગૌતમ તુઠે સંપતિ કોડ. ૯.

## આદિજીણંદની આરતી.

જયજય આરતી આદિજીણંદા, નાભીરાયા, મારૂદેવીકો નંદા, પહેલી આરતી પૂજા કીજે, નરભવ પામીને લાહો લીજે. ।। જય૦ ૧ ।। દુસરી આરતી

દીનદયાળા, ધુળેવ નગરમાં જગ અજવાળ્યાં ॥ જય૦ ૨ ॥ તીસરી આરતી ત્રિભુવન દેવા, સુરનર ઈંદ્ર કરે તોરી સેવા. ॥ જય૦ ॥ ૩ ॥ ચોથી આરતી ચોગતી ચુરે, મન વાંછિત ફલ શિવસુખ પૂરે. ॥ જય૦ ॥ ૪ ॥ પંચમી આરતી પુન્ય ઉપાયા, મૂળચંદે ઋષભ ગુણ ગાયા ॥ જય૦ ॥ ૫ ॥

## મંગળદીવો.

દીવો રે દીવો મંગળીક દીવો; આરતી ઉતારીને બહુ ચિરંજીવો, ॥ દી૦ ॥ સોહામણું ઘેર પર્વદીવાળી અમર ખેલે અબળા બાળી. ॥ દી૦ ॥ દીપાળ ભણે એણે કુળ અજુઆળી, ભાવે ભગતે વિઘન નિવારી ॥ દી૦ ॥ દીપાળ ભણે જેને એ કળિકાળે, આરતી ઉતારી રાજા કુમારપાળે, ॥ દી૦ ॥ અમ ઘેર મંગલિક તુમ ઘેર મંગલિક, મંગલિક ચતુર્વિધ સંઘને હોજો ॥ દીવો૦ ॥

સમાપ્ત